3૯૬૪

# ગુજરાતી ભાષાની હાલની જોડણીની પદ્ધતિ વિશે વિચાર.

આપણી ગુજરાતી ભાષા હજી પરિપક્વ દશાએ પ્હોચી નથી, હજી બનતી છે, સંક્રમણાવસ્થામાં છે; હેવા વખતમાં ત્હેના બંધારણ વગેરે કોઇ પણ બાબતમાં ન્યૂનાધિક કરવાની અથવા રચનાન્તર કરવાની સૂચના અ-યોગ્ય નહિં ગણાય. ચિત્રકારે જ્યહાંસૂધી ચિત્ર પૂરું કર્યું નથી ત્યહાંસૂધી રંગમાં ફેરફાર કરવો અથવા સંસ્થાનાદિક બદલવાં એ બની સકે હેવું છે. ખરું છે કે ભાષા કોઇની બનાવી બનતી નથી; એ તો લોકસમુદાયમાં રહેલા કોઇ ગૂઢ તત્ત્વની પ્રેરણાથી રૂપાન્તરો પામતી આવીછે અને પામશે. તો પણ શિષ્ટ ગ્રંથોમાં રહેનારી જે ભાષા ત્હેના ઘાટડૉળમાં કાંઇક હાથ ગ્રંથકા-રાદિકનો છે ખરો. લોકોના મ્હોટા ભાગે ઉત્તમ માનેલા ગ્રંથકારોના દોષનું પણ અનુકરણ થતાં થતાં ત્હેવી રૂઢિયો, શૈલી, વગેરે ભાષામાં બહુ પ્રચાર પામી જાયછે, હેનાં આપણે હાલના સમયમાં ઉદાહરણો જોઇયે છિયે. તેમ શાળાઓમાં જે શિક્ષણ મળેછે ત્હેની પણ અસર ભાષા ઉપર ઘણી દૃઢ થઈ જાયછે. આટલે દરજ્જે માણસના હાથમાં ભાષાનું સ્વરૂપ ઘડવાનું છે એ સર્વમાન્ય હોવું જોઇયે. આ કારણને લીધે હાલની ગુજરાતી ભાષામાં જોડણી કરવાની પદ્ધતિ જે ચાલેછે, અને જે'નો કાંઇક આધાર હાલના ગ્રંથકાર તથા શાળાઓની શિક્ષણપદ્ધતિ છે, ત્હેને વિશે કેટલાક વિચાર, તથા ત્હેની યોગ્યાયોગ્યતાની પરીક્ષા, તથા ત્હેમાં ફેરફાર સંબન્ધી સૂચના, આ સ્થળે કરવાનો વિચાર છે.

આજથી આશરે સોળ વર્ષ ઉપર જોડણીના નિયમો કેળવણીખાતા તર-ફથી (બુકકમિટી તરફથી?) પ્રસિદ્ધ થયા હતા. તે વિશે અહિં કાંઇ સવિસ્તર ચર્ચા કરવાની છે જ નહિં. તે ચર્ચા તો ત્હેવા જ અરસામાં ૧૮૭૨ ના **ગુજરાત શાળાપત્ર**માં સબળ રીતે થઈ હતી. પણ ખેદકારક એ છે કે એ ઘણે દરજ્જે યોગ્ય ચર્ચાઉપર વિદ્યાખાતાતરફથી કાંઇ લક્ષ અપાયું જણાતું નથી. ચૌદ પંદર વર્ષ વીત્યા પછી પશ્ચાદવલોકન કરતાં બહુધા

જોડણી સંબન્ધે અવ્યવસ્થિત દશા જ નજરે પડેછે. એવિશે યોગ્ય સ્થળે યોગ્ય વિચાર થવો જોઇયે એ અવશ્યનું ધારીને જ નીચેની ચર્ચા ચલાવવાનું આદર્યુંછે.

શબ્દની જોડણીમાં,-તે શબ્દનો લોકોમાં (શિષ્ટમંડળમાં-ગામડિયા અથવા નિરક્ષર વર્ગમાં નહિં) થતો ઉચ્ચાર તથા તે શબ્દનું મૂળ,-એ બે વાતો ઉપર લક્ષ રાખવું જોઇયે. અંગ્રેજી ભાષાના શબ્દોની જોડણીમાં આ બે જોડણીના નિયમનાં બીજ કહ્યાં ત્હેમાંથી પ્હેલા તરફ ઘણું જ થોડું ધ્યાન અપાયલું જણાયછે, પરંતુ મૂળઉપર વિશેષ આધાર રહેલો હોયછે. હાવી સ્થિતિ તે ભાષાની વિલક્ષણ રચનાનું પરિણામ છે. હેમાં જો બધા શબ્દો ત્હેમના ઉચ્ચાર પ્રમાણે જ લખે તો ત્હેમનાં મૂળ જડવાં કઠણ પડે, તથા ત્હેમની માતૃભાષાનો બીજી પ્રાચીનભાષા સાથેનો સંબન્ધ પણ જડતાં વાર લાગે.* પરંતુ આપણી ગુજરાતી ભાષાની સ્થિતિ જૂદા જ પ્રકારની છે, અને ત્હેમાં સરળતા ઘણી છે. ત્હેની માતૃભાષા સંસ્કૃતમાં તથા ત્હેમાંથી ગુજરાતીમાં આવતાં બહુધા જે ભાષામાં થઇને શબ્દો આવેછે તે પ્રાકૃત ભાષાઓમાં શબ્દોની સ્થિતિ વગેરે કેટલાંક કારણોને લીધે આપણી ભાષાની જોડણી લખવામાં ઉપર કહેલાં બંને નિયમનાં બીજ ધ્યાનમાં રાખીને તદનુસાર પદ્ધતિ બાંધી સકાય હેવો સંભવ છે. આમાટે પ્રયત્ન કરવો નકામો નથી.

ગુજરાતી ભાષા ન જાણનાર જો હાલનાં પુસ્તકો વાંચીને જ પ્રથમ ગુજરાતી શીખે તો કેટલા શબ્દોના ખોટા ઉચ્ચાર કરશે તે અનુભવ અથવા અનુમાનથી પણ જણાશે. આપણાં છોકરાં પણ નિશાળોમાં શીખતાં કહેવા કૃત્રિમ ઉચ્ચાર કરેછે તે આપણે શું નથી જોયું? 'ક-હે-છે,' 'નાનું,' 'મોટું,' 'આંખ,' 'લાવ,'—ઇત્યાદિ ઉચ્ચાર તેઓને મ્હોએથી સાંભળી કોણ સુજ્ઞ નહિં હસ્યો હોય? પણ હેમાં એ સરલબુદ્ધિ બાળકોનો શો વાંક? હેમની નિર્દોષ પ્રમાણિકતાએ કરાવેલા ઉચ્ચાર એ જ એ પદ્ધતિની ખામીને એક રીતે અજાણતાં જ હસેછે. એક દક્ષણી મિત્રે ગુજરાતી શીખતાં હેવી ટીકા કરી હતી કે "ત્હમારી તો બોલવાની ભાષા એક અને લખવાની ભાષા બીજી એમ જણાયછે!" હાનો કાંઇ ઉપાય નથીજ કે શું? મ્હારા ધાર્યાપ્રમાણે છે. બધા શબ્દો કેમ લખવા તે તો બતાવવું અતિ દુર્ઘટ છે. ખરું

* ઉદાહરણ તરીકેઃ-Two નો tu લખે તો દ્વિ જોડેનો સંબન્ધ લુપ્ત જ થાય; Know નું No લખે તો જ્ઞા સાથેનો સંબન્ધ પણ ન જડે. ઇત્યાદિ.

જોતાં તો, રા. નવલરામે ઉપર કહેલી ૧૮૭૨ ના શાળાપત્રમાં કરેલી ચર્ચામાં કહ્યા પ્રમાણે, એક મ્હોટો ગુજરાતી કોશ રચાવો જોઇયે અને ત્હેમાં યોગ્ય જોડણીથી જ શબ્દ લખવા જોઇયે. તેમાટે શાળાખાતાએ પ્રયત્ન કરવો એ ત્હેમનો ધર્મ છે. તેમાટે કોઇ યોગ્ય વિદ્વાનોની કમિટી કરી હાવો પ્રયત્ન થાય તો ઘણું ઉત્તમ.

આટલી સૂચના કરી, આમ કહેવાને હાલની સ્થિતિમાં કારણ છે એ દર્શાવિયે. હાલની ઘણા શબ્દોની જોડણી દૂષિત છે એમ કહેતાં તે સાબિત કરી આપવું જોઇયે. તેમાટે ઉપર કહેલાં બે બીજ વિશે પ્રથમ સવિસ્તર વિચાર કરિયે.

( ૧. ) શબ્દનો લોકામાં થતો ઉચ્ચાર.

હાને અંગે કઠણ સવાલો ઉત્પન્ન થશે. કિયા લોકોના ઉચ્ચારનું ધોરણ લેવું? સુરત તરફના લોકો 'સાખ' કહેશે ત્હેને અમદાવાદ, ખેડા, વડોદરા, પંચમહાલ, કાઠિયાવાડ, ચરોતર, વગેરેના લોકો 'શાક' કહેશે. સુરતમાં જ હલકા લોકો અથવા ઊંચી પ્રતિના કેટલાક 'હાક' કહેશે. અમદાવાદ શહેરમાં જ બ્રાહ્મણ, ક્ષત્રી વગેરે કેટલાક 'હીંડવું' કહેશે, તો વાણિયા, કણબી, વગેરે કેટલાક 'હેંડવું' કહેશે. પણ હામાં જોઇયે તો વર્ગભેદ ઘણો છે. આવિશે એટલું કહિયે તો બસ કે ગુજરાતના પાટનગર અમદાવાદમાં અને તે આસપાસનાં સ્થળોમાં ઊંચા વર્ગોમાં બોલાતી ભાષાઉપર લક્ષ અપાય તો ઠીક. શિષ્ટગ્રંથોમાં કિયા શબ્દો ન આવે તે સ્વભાવશુદ્ધ પરીક્ષણશક્તિથી જણાઈ આવશે. પણ ત્હેને માટે નિયમરૂપ મર્યાદા બાંધવી ઘણી કઠણ છે. સુરતના જ વિદ્વાનોએ સકાર તરફનો દુરાગ્રહ છોડી દીધોછે એ આનંદની વાત છે. ઉપર કહેલા બુકકમિટીના જોડણીના નિયમોમાં ઘણા ભાગમાં બોલાતા ઉચ્ચારને આદર આપવાનો એક નિયમ કર્યોછે તે બહુ અંશે ગ્રાહ્યછે.*

---

* આમ ગુજરાતના ઘણા ભાગમાં બોલાતો ઉચ્ચાર તેમ જ શબ્દ પણ માન્ય કરવાનું બુકકમિટીયે ઠરાવ્યા છતાં, વાંચનમાળામાં જ, 'જુવે,' 'જુએ,' 'રુવે,' 'રુએ,' ઇત્યાદિ ગુજરાતના મ્હોટા ભાગમાં વપરાતાં રૂપને બદલે, 'જોય,' 'રોય,' ઇત્યાદિ સુરતના લત્તામાંજ પુરાઇ રહેલાં રૂપ કેમ દાખલ કર્યાં હશે તે સમઝાતું નથી. આ વાત જોડણીના સંબન્ધમાં ઓછી લાગુ પડેછે એટલે આટલી ટીપથી જ પતાવી દેવું યોગ્યછે.

(૨.) શબ્દોનાં મૂળને અનુસરીને જેમ બને તેમ (એટલે પ્હેલા બીજનો અઘટિત અનાદર ન કરીને) જોડણી રાખવી.

હાને સંબન્ધે ગુજરાતી ભાષાનો સંસ્કૃત ભાષાસાથેનો જે સંબન્ધ છે તેવિશે કાંઇંક વિચાર કરવાની જરૂર છે. વિશેષ જરૂર હોવાનું કારણ એ છે કે એ સંબન્ધનું ખરું સ્વરૂપ ન જાણવાને લીધે, અથવા લક્ષમાં ન રાખવાથી વિચિત્ર ભ્રમને લીધે ખોટી જોડણિયો તથા ખોટા શબ્દો લખાઈ ગયેલા જોવામાં આવેછે.

ગુજરાતી ભાષાના બધા શબ્દોના–વ્યુત્પત્તિને સંબન્ધે–મુખ્ય ત્રણ વિભાગ પડાયઃ—

(૧.) **तत्सम**—(**तत्**=સંસ્કૃત) સંસ્કૃતના જેવાજ; એટલે સંસ્કૃતમાં જે પ્રાતિપદિકનાં અથવા ધાતુનાં રૂપ હોય તે વિકાર પામ્યા વિનાજ સાક્ષાત્ ગુજરાતીમાં ઊતર્યાં હોય ત્હેવા શબ્દો.

જેમકે—મુખ, માર્ગ, વાર્તા, શોભ(વું), ઉષ્ણ, દર્ભ, સર્પ, તાપ, ઇત્યાદિ;
તેમજ–શોક, મોહ, લોભ, લોક, ગર્વ, ઇત્યાદિ.
તેમજ–દૃષ્ટિ, વૃષ્ટિ, માધુર્ય, ઇત્યાદિ અનેક સંસ્કૃત શબ્દો જે હાલ નવીન ગ્રંથકારો છૂટથી વાપર્યે જાયછે તે.*

(૨) **तद्भव**—સંસ્કૃત ઉપરથી ઉત્પન્ન થયેલા.
ત્હેના બે પેટા ભેદઃ—

(**क**)—સાક્ષાત્ આવેલા, પણ રૂપાન્તર પામીને; જેમકે–શલેખમ. (સં. **श्लेष्मा**–પ્રાકૃત. **सिलिम्हो** છે ત્હેની મારફત ન આવતાં, શ્, લ્, ષ્, અને મ્, છૂટા પડી જઇ ષ્ નો ખ્ અને લ્ નો ળ્ થઇ 'શળેખમ' થઇ ગયો.

---

* આ છેલ્લા પ્રકારના શબ્દો કેટલે દરજ્જે ગુરાતીમાં દાખલ કરવા યોગ્ય છે તે પ્રશ્ન આ વિષયથી બ્હારનો છે, માટે તેવિશે અહિં કાંઇ લખવું ઠીક નથી. પણ આ સંબન્ધે "સંસ્કૃતમય ગુજરાતી" વિશે રા. નવલરામનું લખાણ વાંચવાલાયક છે. (ગુજરાત શાળાપત્ર ઇ. સ. ૧૮૮૩ ના મે માસનું જોવું.)

હાવા શબ્દો ઘણા થોડા છે. મારગ–એ પણ હાવો શબ્દ છે ( સં. मार्गः પ્રા. मग्गो )

આશરો–તે પણ હાવો શબ્દ છે. ( સં. आश्रयः ); તેમજ–સરવ, ગરવ, સરપ, નીંદર, હળદર, દળદર, વગેરે શબ્દો પણ હાવા જ છે.

(ख)—પ્રાકૃત ભાષાઓની મારફત આવેલા. ( હાના વળી વિશેષ ભેદ–પ્રાકૃતમાં છે તેજ રૂપ રાખી રહેલા, અને તેથી આગળ રૂપાન્તર પામેલા–એમ થાય. પણ હ્‌ેની આસ્થળે આવશ્યકતા નથી. )

ઉદાહરણ—મ્હો. માગ, વાત, સ્હોવું ( સોહૂવું ), દૂનું. ડાભ, સાપ, નાવ, ઇત્યાદિ.

( ૩ ) **તદ્ભિન્ન**—સંસ્કૃતથી જૂદા જ. હ્‌ેના જેવા પણ નહિં અને તેથી ઉત્પન્ન થયેલા પણ નહિં.*

હાના બે પેટાભેદ નવા કરાયઃ—

(क)—**દેશ્ય** શબ્દો, એટલે આર્ય લોકો ભરતખંડમાં ઉતરતા પ્હેલાં જે જંગલી લોકો ર્‌હેતા હતા તેઓ બોલતા હતા અને પાછળથી સંસ્કૃત પ્રાકૃત બોલાતાં હ્‌ેની સાથે પણ તેઓ બોલતા હતા તે દેશી ભાષાઓના શબ્દો. હેમાંના કેટલાક પ્રાકૃતોમાં–અને વખતે સંસ્કૃ-

* આ ભાગનાં ઉદાહરણમાં (क) માં–તેટ્ટો વગેરે આપેલા દેશ્ય શબ્દો જ ખરા तद्भिन्न કહેવાય. હેમચંદ્રે કેટલાક શબ્દોને દેશ્ય ગણ્યા છે તે હેવા છે કે જે–પ્રાકૃતના ઉત્સર્ગો પ્રમાણે તો નહિ, પણ સ્પષ્ટ રીતે–સંસ્કૃત ઉપરથી થયેલા હોવા જોઈયે. જેમકે—लक्कुडं,–सं· लकुटम्. હાનું પ્રાકૃતમાં लगुडं અથવા लउडं થાય, બીજું કાંઇ ન થાય, તેથી–અથવા દેશી ભાષા વાપરનારાઓમાં लक्कुडं બોલાતું હોય તેથી–હેમચંદ્રે लक्कुडने દેશ્ય શબ્દ કહ્યો છે. એ ઉપરથી એમ અનુમાન થાય કે દેશી ભાષા બોલનારાઓએ પણ કેટલાક શબ્દો સંસ્કૃતમાંથી લઈ પોતાની રીતેજ ફેરફાર કરી વાપરેલાછે. આમ ગણિયે તો–तद्भवનો એક ત્રીજો ભેદ–દેશી ભાષામાં રૂપાન્તર પામી ગયેલા હ્‌ેમાંથી આવેલા–હેવો થાય. એટલે દેશ્ય શબ્દો तद्भिन्न પણ ખરા, અને तद्भव પણ થોડા ઘણા ખરા. તેથી तद्भव (ग)–દેશીની મારફત આવેલા–જેમકે–લાકડું–હેવો પણ ભાગ થાય. 'લાકડું'–ગુજરાતીમાં लक्कुडं ( દેશ્ય ) ઉપરથી થયેલો વધારે સંભવિત લાગેછે.

તમાં પણ–ધુશી ગયેલા છે. ત્હેમાંથી ગુજરાતીમાં રૂપાન્તર પામીને અથવા પામ્યા વિના આવેલા તે–

ઉદાહરણ—પાધરું (દેશ્ય–पद्धरं), બાપ (દેશ્ય–बप्पो), બપૈયો (દેશ્ય–बप्पीहो), તીડ (દેશ્ય–तेड्डो);–ડુંગરો (દેશ્ય–डुंगरो); ઇત્યાદિ–હામાં છેલ્લો શબ્દ રૂપાન્તર પામ્યા વગર આવ્યો છે.

*(ख) ફારસી, પોર્ટુગીઝ, અંગ્રેજી,–એ ભાષાઓમાંથી પાછલાં થોડાંક સૈકાંમાં ગુજરાતીમાં દાખલ થયેલા શબ્દો.

જેમકે—સવાલ, કેદ, સજા, કાજી, અરજ, ફરજ, ઇત્યાદિ; મેજ, પાદરી, ઇત્યાદિ; તબેલો, ઑફિસ, કોર્ટ, ગવર્નર, કલેક્ટર, જજજ, માઇલ, કલાક, મિનિટ, ઇત્યાદિ.

ગુજરાતીના સંસ્કૃત સાથે સંબન્ધવિશે આટલી વાત ધ્યાનમાં રાખી ગુજરાતી શબ્દો બનવામાં વળી એક વિશેષ સ્થિતિ તપાશિયે. तद्भवના

* આ શબ્દનો વર્ગ કેટલે અંશે કબૂલ રાખવો એવિશે આ સ્થળે સવિસ્તર કહેવાનું પ્રયોજન નથી. પરંતુ છેક સામાન્યવર્ગના માણસોમાં પણ 'કબૂલ,' 'સવાલ,' 'ખૂબ,' 'વખત,' વગેરે શબ્દો હેવા પેઠા છે કે ત્હેને કાઢી નાંખવાનો પ્રયત્ન કરવો તે અંધારું ઉલેચવા જેવું છે. અને તેમ કરવું એ વૃથા અભિમાન છે. આપણી ભાષામાં ઉલટા એટલા શબ્દ ભલે વધેલા રહે. "કદિ એક કલાક ન છેક છુપાવે"–એમ કવિ દલપરામ જેવા નગદ ગુજરાતી શબ્દ વાપરનારે પણ 'કલાક' શબ્દ વાપર્યો છે. હાવા પરભાષાના શબ્દો ટાળવાના પ્રયત્નમાં કેટલાક તો હાસ્યજનક પ્રયોગ જોવામાં આવે છે. 'કદાચ' એ અર્થમાં 'વખતે' એમ સર્વત્ર વપરાય છે, તે અર્થમાં–'વખત' એ ફારસી શબ્દ (ફારસીના અપભ્રંશ)થી અભડાઈ જવાની બ્હીકે–'સમયે' એમ લખનારા પણ સંસ્કૃતના વૃથાપૂજકો છે! તેમજ 'અસર'ને બદલે 'આસર' (જાણે સંસ્કૃત જ ના હોય! એમ) હેવા અશુદ્ધ, અને 'પસંદ'ને ઠેકાણે 'પ્રસન્ન,' હેવા વ્યુત્પત્તિનું અજ્ઞાન બતાવનારા તથા એ બે શબ્દોમાં પ્રીતિના વિષય વિષયિ વચ્ચેના ભેદનું અજ્ઞાન દેખાડનારા, પ્રયોગ પણ હેવા જ લોકો કરેછે. હાનો દુરાગ્રહ અથવા અજ્ઞાન સ્પષ્ટ કરવાની જરૂર રહેતી નથી. એટલું જ કહેવું બસ છે કે હાવા 'પસંદ'ને ઠેકાણે 'પ્રસન્ન' લખનાર પંડિતોને, નિર્વિવાદ ફારસી શબ્દ 'પરવા'ને બદલે તેજના અર્થનો સંસ્કૃત શબ્દ 'પ્રભા' વાપરનાર કેટલાક ભલા લોકો કરતાં અધિક ઇનામ આપવું જોઇયે. ગમે તેમ કરશો પણ પરભાષાના શબ્દની ભરતી તો આવ્યે જ જશે. એ ખરું કે વૃથા હેવા પરભાષાના શબ્દો–કેટલાંક મુંબાઇનાં અનક્ષર વર્તમાનપત્ર વાપરેછે તેમ–દાખલ કરવા એ તો કેવળ ખોટું છે.

( ख ) ભેદમાં કહેલા ( પ્રાકૃતદ્વારા આવેલા ) શબ્દોમાં બે પેટાભેદવિશે ઉપર જ ઇશારો કર્યોછે. તેવિશે બે બોલ લખવા જરૂરના છે. એ બે ભેદમાં એક ભેદ હેવો કરાય કે ત્હેમાં પ્રાકૃતમાં થયેલાં રૂપાન્તર આગળ જ અટકી ર્‌હેનાર શબ્દો આવે; જેમકે-पाषाणः-पाहाणो-પાહાણો. હાવા ઘણા થોડા જ શબ્દો હશે. ' ડુંગર ' અથવા ' ડુંગરો ' શબ્દ આ પેટાભેદનું ઉદાહરણ થાય.

બીજા પેટાભેદમાં ગુજરાતી શબ્દોનો મ્હોટો સમુદાય આવી જાયછે. અને જોડણીની અવ્યવસ્થા અને તકરાર તે હાવા જ શબ્દોને વિશે ઘણી છે. તે શબ્દો પ્રાકૃતમાં બનેલા શબ્દો ઉપરથી, પણ અમુક નિયમાનુસાર, વળી વધારે રૂપાન્તર પામીને થયેલા છે.• ત્હેનાં ઉદાહરણ ઉપર કહેલાં મ્હો, માગ, ઇત્યાદિ શબ્દો છે. શિયાળ-એ પણ આ પેટાભેદનું ઉદાહરણ છે;-સં. शृगालः પ્રા-सिआलो-ગુજ. શિયાળ; આ ઉદાહરણમાં સ્ નો શ્ તથા લ્ નો ળ્ એ અ-ધિક રૂપાન્તર થયાંછે. તેમજ દેસ્ય-तेड्डो-तिड्डो-તીડ, એ પણ હાવા પેટાભેદનું ઉદાહરણ છે- એ અધિક રૂપાન્તરના બધા નિયમો દર્શાવવાનું આ સ્થળ નથી. પ્રસંગવશાત્ આગળ ઉપર આ ચર્ચામાં ગુજરાતી શબ્દોના આ સ્વરૂપને અનુલક્ષીને બોલતાં એ નિયમોમાંના કોઇ કોઇ જણાવવા પડશે તો તે તેતે સ્થળે જણાવાશે.

ઉપર કહેલાં જોડણીના નિયમનાં બે બીજ— ( ૧. ) ચાલતો ઉચ્ચાર, તથા ( ૨. ) વ્યુત્પત્તિને મળતાપણું-ગુજરાતીમાં ઘણું કરીને સાથે લાગાં અનુ-સરી સકાય એમ છે. એ બે વચ્ચે વિરોધ આવે ત્યહારે વધારે આદર પ્રથ-મનો કરવો, એટલે ચાલતો ઉચ્ચાર કબૂલ રાખી તેમ જોડણી લખવી, એ જ યોગ્ય છે. ભાષાનો પ્રવાહ સ્વાભાવિક ચાલતો હોય ત્હેને વૃથાપાંડિત્યના કૃત્રિમબંધનથી ગુંગળાવવો નહિં એ ડ્હાપણ ભરેલું છે. પરંતુ હેવા વિરો-ધનાં સ્થળ ઘણાં આવવાનો સંભવ નથી. હેનું મુખ્ય કારણ એ છે કે કુદરતની રચનાની ખૂબીને જ લીધે માણસોનો સમુદાય શબ્દોમાં વિકાર કર્યે જાયછે ત્હેમાં ગૂઢ નિયમો રહેલા જ હોયછે, એટલે ચાલતો ઉચ્ચાર વ્યુત્પત્તિથી વિરુદ્ધ ભાગ્યે જ થાયછે.

આ ઉપર દર્શાવેલાં તત્ત્વોના પ્રકાશથી હવે આપણે હાલ લખાતી જોડ-ણીનાં કેટલાંક સ્વરૂપ તપાશિયે.

૧. બુકકમિટિયે પ્રસિદ્ધ કરેલા જૂના નિયમોમાં પ્રથમ નિયમ હેવો છે કે-ચાલતા ઉચ્ચાર અને મૂળ વચ્ચે થોડો ફેર હોય તો મૂળપ્રમાણે શબ્દ

લખવો. આ ઉપર રા. નવલરામે સવિસ્તર ચર્ચા કરીછે, તેવિશે હાલ કાંઇં કહેવાનું નથી. પરંતુ એ નિયમ વસ્તુતઃ વખતે યોગ્ય હશે, તોપણ શબ્દનું મૂળ એટલે તો પાંચ પેઢી ઉપરનો સંસ્કૃત શબ્દ તે જ એમ અર્થ લેવાને લીધે કેટલો અનર્થ થયોછે તે જોઇયે. એક ઉદાહરણ, 'શકવું' કે 'સકવું' હેનું લઇયે. હાલ 'શકવું' એમ તાલવ્ય અક્ષરથી બધા લખેછે, બોલેછે;–બધા એટલે શાળાઓની પદ્ધતિની અસર જેમના ઉપર છપાઈછે ત્હેવા અને ત્હેમને અનુસરનારા. ચાલતો ઉચ્ચાર 'સકવું'–એમ દન્ત્ય અક્ષરનો છે એ જનસમુદાયની વાતચીત શાન્ત રીતે સાંભળ્યાથી સહજ જણાય એમ છે.* આ બુકકમિટીનો નિયમ જે અભિપ્રાયને આધારે થયોછે તે અભિપ્રાય જૂના વખતમાં ઉત્પન્ન થતા પ્હેલાંનાં કોઇ પણ લખાણ પુસ્તકો વગેરે તપાસતાં દન્ત્ય અક્ષર જ માલમ પડી આવશે હેવો ભરૂંસો છે. ત્યહારે એ અભિપ્રાયવાળા વિદ્વાનોએ 'શકવું' એમ તાલવ્ય લખવો અને પછી બોલવો શરૂ કેમ કર્યો હશે? હેમનો એ અભિપ્રાય તે જ, અને ગુજરાતીનું મૂળ તે તો સંસ્કૃત જ,–એ હેનાં કારણ છે. સંસ્કૃતમાં शक् ધાતુ છેઅને ગુજરાતીમાં એક સકાર શકારનો થોડો ફેર છે માટે ત્હેમાં પણ 'શકવું'જ લખવું એમ તેઓએ કર્યું જણાયછે. પરંતુ સંસ્કૃતમાંના શકારનો હમેશાં પ્રાકૃતમાં સકાર જ થાયછે, પ્રાકૃતમાં શકાર અથવા ષકાર છેજ નહિં; તેમજ ગુજરાતી શબ્દોમાં ક્રિયાવાચક, અવ્યય, વગેરે ન્હાના શબ્દો સાક્ષાત્ સંસ્કૃતમાંથી બહુધા આવ્યા જ નથી, પણ પ્રાકૃતદ્વારા આવ્યાછે, એટલે હેમાંના तत्सम વર્ગના જવલ્લે જ છે અને ઘણો મ્હોટો ભાગ तद्भव જ છે;–એ બે વાત ધ્યાનમાં રાખીને, સંસ્કૃત

૧ આ તપાસ જરા બારીક અને કઠણ છે. કેમકે 'સકવું' એ શબ્દ જ સાધારણ જનમંડળ (અંગ્રેજી નવીન પદ્ધતિ બ્હાર્યનું મંડળ) ભાગ્યે જ વાપરેછે. તેઓ તો સહ્યભેદના રૂપનો ઉપયોગ કરીને જ બહુધા શક્યાર્થ બતાવેછે. તોપણ કોઇ પ્રસંગે એ શબ્દ પણ વપરાયછે ખરો.

ચાલતો ઉચ્ચાર દન્ત્યથી છે એ વાત, તાલવ્યનો આગ્રહ કરનારા અને ચાલતો ઉચ્ચાર તાલવ્યનો છે એમ કહેનારાની એક કોટિથી જ સૂચિત થાયછે. ત્હેમને પૂછિયે છિયે કે–'શકવું' કેમ લખોછો? 'સકવું' જોઈયે; તો ત્હેનો ઉત્તર 'ચાલતો ઉચ્ચાર શકવું છે' એમ ન દેતાં 'મૂળ સંસ્કૃતમાં शक् ધાતુ છે ત્હેને મળતાપણું છે.'–એમ જ કહેછે; અને ત્હેમાં ઉપરનો કમિટીનો નિયમ લાગુ થાયછે હેવો ત્હેમનો આશય હોયછે. આ ઉપરથી અર્થાત્ જ તેઓ ગૃહીત કરેછે કે ચાલતો ઉચ્ચાર તો દન્ત્યથી છે.

शक्नोतिनुं પ્રાકૃત सक्कइ ( सकइ ) થઈ ગુજરાતી 'સકે (છે)' એમ થયુંછે, હેનો વિચાર કરિયે તો સ્પષ્ટ જણાશે કે ચાલતો ઉચ્ચાર દન્ત્યવાળો સ્વાભાવિક રીતનો જ છે તે કોઇ પણ રીતે વ્યુત્પત્તિથી વિરુદ્ધ પણ નથી અને ખોટો પણ નથી. આ ઉદાહરણમાં વ્યુત્પત્તિ તથા ચાલતો ઉચ્ચાર બંને બીજનો સરખો આદર થઈ સકેછે.

એ જ પ્રમાણે, હાવી જ ભ્રાન્તિથી, 'પોસવું,' 'પોસાવું,'ને બદલે 'પોષવું,' 'પોષાવું,' એમ લખવાનો પ્રચાર જોવામાં આવેછે. ઉપર શકાર વિશે બોલતાં કહ્યું જ છે કે ષકાર પણ પ્રાકૃતમાં નથી જ; ત્હેનો પણ સકાર થાયછે, અને ત્હેને અનુસરીને જ 'પોસાય,' 'પોસે,' હેવા ચાલતા ઉચ્ચાર પણ છે. કદી આ મતને વળગી ર્‌હેનાર પંડિતોનું પ્રબળ જારી રહીને આજથી સો વર્ષ પછી 'શકવું,' 'પોષવું,' વગેરે લખાશે તથા બોલાશે, પણ હજી સૂધી તો મનુષ્યની વાચેન્દ્રિય ઉપર ભાષાશાસ્ત્રના નિયમનો પાસ એટલો કાયમ છે કે જનસમુદાય તો શું?—પણ એજ શકારપંડિતો પણ, જ્યહારે પાંડિત્યના બંધનથી ત્હેમની વાચેન્દ્રિય મુક્ત હોય છે ત્યહારે—સ્વાભાવિક રીતે સકાર બોલેછે અને બોલી જાયછે. એ પંડિતોમાંથી ઘણાઓ હેવી વાતચીતની વખતમાં 'સોધી કાઢવું' હેને ઠેકાણે 'શોધી કાઢવું' કદી બોલશે નહિં. પણ લખશે ત્યહારે, અથવા ચીપીને—પોતાના કૃત્રિમ નિયમનું ઝાંઝર પ્હેરીને—બોલશે ત્યહારે તો શકાર જ વાપરશે. આ સ્થિતિ કાંઇ ઓછું દર્શાવતી નથી.* નવો ફેરફાર દાખલ થાય ત્યહારે પ્રથમ અવસ્થામાં તો હેવી સ્થિતિ જોવામાં આવે જ એમ કોઇ આ વિરોધના બચાવમાં કહેશે. પણ એથી ઉલટું, ભાષાશાસ્ત્રના નિયમને સ્વાભાવિક રીતે જ અનુસરતી વાચેન્દ્રિયને કૃત્રિમ બંધનમાં ચાલવું કઠણ પડેછે;—એમ પણ કેમ નહિં કહી સકાય? અને ઉપરની ચર્ચાથી એટલું તો જણાશે કે આ સ્થળોમાં સકારને ભાષાશાસ્ત્રનું સબળ પ્રમાણ છે. 'શીખવું' જેવા શબ્દોમાં શકાર બોલાય પણ છે, તે કાંઇ સંસ્કૃત શિક્ષ્‌ના શકારને લીધે નથી પણ પ્રાકૃત सिक्ख् થઈને પછીથી ગુજરાતીમાં આવતાં એક વિશેષ રૂપાન્તર કરનારો ઉપર સૂચવેલામાંનો ઉત્સર્ગ છે ત્હેને અનુસરીને શકાર થાયછે. એ

---

* એ જ પ્રમાણે 'સુણવું'—'શુણવું' વિશે જાણવું. પ્રાકૃતદ્વારા 'સુણ' ધાતુ બન્યો છે એટલે પાછલા શકારઉપર જવું ખોટું જ છે, અને તેમ જનમંડળ જતું પણ નથી. તેમજ 'કોસ' (બે માઇલ),—'કોશ' નહિં.

ઉત્સર્ગ હેવો છે કે *—પ્રાકૃતમાં અથવા દેશીમાં જ્યહાં જ્યહાં સકાર પછી તરત (અથવા †કોઇ સ્થળે તરત પૂર્વે પણ) ઇકાર આવે ત્યહારે તે સકારનો શકાર થાયછે. ઉદાહરણઃ—शृगाल:–सिआलो–શિયાળ; शीतलं, सीअलं–શીળું;

* આ ઉત્સર્ગ ગુજરાતીમાં શબ્દો આવ્યા પછી પણ પ્રવર્તેછે. ઉદા.–'બેસવું,' 'બેસેછે;' પણ–'બેશીને'–અહિં ઈકાર ભળ્યાથી તાલવ્ય (શકાર) થઈ ગયો. ગુજરાતીમાં લઘુપ્રયત્નયકાર છે (જે'ને વિશે આગળ બોલવાનું છે), તે પણ ઈકાર જેવો જ ફેરફાર બનાવેછે; પણ તે વખત, શકાર તાલવ્ય હોવાથી શ્ય એમ લઘુપ્રયત્નયકાર સાથે બોલવું કઠણ સ્વાભાવિક રીતે પડવાને લીધે, હેવા યકારનો લોપ થાયછે. ઉદા૦–બેશ, પેશ, (બેસ્–પેસ્‌માં આજ્ઞાર્થે રૂપમાં લઘુપ્રયત્નયકાર–જેમ 'આવ્ય,' 'બોલ્ય,' 'કર્ય,'હેમાં આવે છે તેમ,–આવીને, બેસ્ય, પેસ્ય, ન થતાં, બેશ, પેશ, થયું). (પરંતુ યકાર અકારયુક્ત હોયછે અથવા ઈકાર કે એકાર ત્હેની પાછળ આવે છે, ત્યહારે જ ઉચ્ચારકાઠિન્યને લીધે યલોપ થાયછે. 'તપાશ્યું,' અહિં ય રહેશે જ. કહ્યો, કહ્યું;–પણ, 'કહી'–અહિં તેમ જ 'કહેલું,' હેમાંથી ય લુપ્ત થયો. પણ 'કહ્યેથી,' 'બોલ્યેથી' ન કહેતાં 'કહેથી,' 'બોલેથી' લખવું કે કેમ તે વિચારવા જેવું છે.)

ઇકારનાં બીજાં ઉદાહરણઃ—ડોસો–ડોશી; ફાંસો, ફાંશી; રસો, રશી; વગેરે નામમાં પણ છે. 'માસો,' 'માશી;' હેવું ઉદાહરણ, હાવાજ પ્રકારનો નિયમ બુકકમિટિયે કરીને, આપ્યુંછે, અને રા. નવલરામે કબૂલ રાખ્યું છે, તે ખરું જોતાં બરોબર નથી. ગુજરાતીમાં 'માસો' શબ્દ આવ્યા પછી ત્હેને (નારી જાતિનો) ઈ લાગતાં શ થઈ 'માશી' થયું નથી. પરંતુ 'માશી' એ, પ્રાકૃતમાં જ સકાર જોડે ઇ ભળેલી હોવાથી, ગુજરાતીમાં શકારવાળું રૂપ થયુંછે, અને ત્હેના મૂળનો અર્થ જોતાં, ભ્રાન્તિને લીધે 'માસો' એ રૂપ બન્યું છે. આ વિશે વધારે વિવેચન ન્હાની ટીપમાં થવું કઠણ છે. પણ નીચેની વ્યુત્પત્તિથી એ સ્પષ્ટ થશે. સંકૃત मातृष्वसा (मातृ=મા, અને स्वसृ=બ્હેન; માની બ્હેન); પ્રાકૃત माउसिआ, (મરાઠી मावशी સરખાવો),—ગુજરાતી–માશી. પ્રાકૃતમાં એક ઘણા આધુનિક નાટકમાં माउसो (માસો) એમ છે ખરું, પણ તે ઉપરનો 'માની બ્હેન' હેવો माउसिआ નો અવયવાર્થ જોતાં ભ્રાન્તિમૂલક તરત લાગેછે. પછી પ્રચાર થયોછે એટલે તે શબ્દ કબૂલ જ જોઇયે. આ ભ્રાન્તિ છે હેનું એક બીજું પ્રમાણ એ છે કે મરાઠીમાં मावशी શબ્દ છે 'પણ માશીનો વર માસો' હેને પ્રતિરૂપ શબ્દ જ નથી. ઓકારાન્તને ઈ લાગી સ્ત્રીલિંગ થાય, પણ ઈકારાન્તને ઓ લાગીને પુંલિંગ થાય હેવું કદી જાણ્યું નથી.

ઇકારને યોગે સકારનો શકાર થવાનો નિયમ મરાઠીમાં પણ પ્રવર્તેછે.—तसा (ત્હેવો), तशी (ત્હેવી) ઇત્યાદિ. હિંદીમાં તેમ નથી.—तैसा, तैसी.

† 'કોઈ સ્થળે' એમ કહેવાનું કારણ એ કે સકાર પૂર્વે ઇકાર આવતાં શકાર થવાનું ઉદાહરણ મુખ્યત્વે કરીને ભવિષ્યકાળના પ્રાકૃત પ્રત્યયમાં જ જણાયછે.

छासि ( દેશ્ય ), છાશ; ઇત્યાદિ. શાક, શક્તિ,-વગેરે શબ્દો તો तत्समમાંના છે એટલે તે ઉદાહરણ કાંઇ ઉપરની તકરારને બાધ આણી સકશે નહિં.

આમ બુકકમિટીના નિયમનો ખોટો ઉપયોગ કરનારા ગૃહસ્થો 'શકવું' લખેછે, ત્યહારે 'દશ,' 'શાકર,' એમ કેમ નથી લખતા? એ વિચારવા જેવું છે. 'દશ'ની સ્થિતિ અને 'શકવું' હેની સ્થિતિ બરોબર સરખી જ છે. તોપણ 'દસ' એમજ બધા-શકારાગ્રહી પંડિતો સુદ્ધાં-બોલેછે. તેમ જ વળી બુકકમિટીના નિયમનું અર્થગ્રહણ ત્હેમણે આપેલાં ઉદાહરણના પ્રકાશથી કરવાનું છે (તે રા. નવલરામે બતાવ્યું છે) તેમ જો કરિયે તો 'દાશી' ને બદલે 'દાસી' લખવું એ ઉદાહરણ કમિટિયે આપ્યુંછે તે ઉપરથી જણાશે કે સંસ્કૃત સનો શ થઈ ગયો હોય ત્યહાં આ નિયમ વાપરવાનો છે. જેમકે 'શીતા' નહિં પણ 'સીતા,' 'શેવા' નહિં પણ 'સેવા,' વગેરે. પણ શનો સ થયો હોય ત્યહાં શ કરવાનું તાત્પર્ય પછી આગળ વધી કાઢ્યા જેવું છે. તે ન નિકળે એમ કહેવાય નહિં. પણ શકવું વિશેની આ ચર્ચા ઉપર જો ધ્યાન આપે તો તે જ ગૃહસ્થો, મ્હને લાગેછે કે, કબૂલ કરશે કે હમારે 'દાસી' 'દાશી' જેવાં ઉદાહરણ ઉપરાંત પગલું ભરવાનો ઇરાદો ન્હોતો.

૨. મૂળને મળતો શબ્દ લખવો એ નિયમનો અયોગ્ય આદર કરવાથી, અને ગુજરાતી શબ્દોની વ્યુત્પત્તિમાં પ્રવર્તનારા ઉત્સર્ગને ભૂલી જવાથી થતું બીજું પરિણામ લકાર ળકારના સંબન્ધમાં જોવામાં આવેછે. આ બાબતની ફરિયાદ શાળાની ચોપડિયોની સ્હામે નથી. એ તો હાલના નવા ગ્રંથકારોમાંના કેટલાક વર્ગની સ્હામે છે. 'ફૂલ,' 'વેલા,' 'કાલ,' 'શાલા,' 'વિશાલ,' 'ગોલ,' 'કલા,' 'સકલ,'-ઇત્યાદિ અનેક શબ્દોમાં બોલતાં ચાલતાં મૂર્ધન્ય-ળકાર-વાપરવા છતાં, લખવામાં કાલો લકાર જ વાપરેછે એ કહેવું વિરુદ્ધ છે? અનિષ્ટ પણ છે જ. ળકારે બચારાએ શો ગુન્હો કર્યો કે છેક જ હેને વ્યુત્પત્તિ ન જડે હેવા અને અજાણ્યા દેશ્ય શબ્દોમાંથી આવેલા શબ્દોમાંજ હદપાર્સ્ય કરી હાકી કાઢ્યો? અને લકારના આદરના જોરમાં ને જોરમાં તે હદમાં પણ લકારને દાખલ કરી દઈ 'વ્હેળા'ને ઠેકાણે 'વ્હેલા' જેવું પણ કોઇ કોઇ વાર આ પાંડિત્યદંભનો આદર કરનાર વર્ગને હાથે થઈ

---

करिस्सं—(હું) કરીશ. બાકી, રીસ, વીસ, ત્રીસ, ચાળીસ; ઇત્યાદિમાં શકાર નથીજ થતો. તેમ 'મનિશ'-(માણસ)-હેમાં શ થાયછે પણ ખરો. માટે વ્યવસ્થા ઉપર આધાર રાખી 'કોઇ સ્થળે' એમ કહ્યુંછે.

જાયછે એ જોઈ હસવું નહિં આવે ? ળકાર એ કાંઇ ગમે તેમ નથી બોલાતો, ઉત્સર્ગાનુસાર એ ગુજરાતીમાં આવ્યો છે. લૌકિક સંસ્કૃતમાં, અથવા પ્રાકૃતમાં, ળકાર નથી ( માત્ર વૈદક સંસ્કૃતમાં કેટલેક સ્થળે છે ), એ ખરું છે; પણ ગુજરાતીમાં પાછો હેનો ઉત્સર્ગાનુસાર ઉદ્ભવ થયો ત્હેને કાઢી નાંખવાનું કાંઇ પણ કારણ છે ? ફક્ત પાંડિત્યદંભના અનાહૂત અન્યાય શિવાય બીજું કાંઇ જ કારણ જણાતું તો નથી. એ ઉત્સર્ગ ગુજરાતીમાં જ પ્રવર્તેછે. અને તે આ છે:—

અનાદિ અને અસંયુક્ત લકારનો ળકાર થાયછે;—એટલે, શબ્દને આરંભે આવેલો નહિ હેવો અને સંયુક્તાક્ષરમાં આવેલો નહિં હેવો લ સંસ્કૃત, પ્રાકૃત, અથવા દેશીમાં હોય, તો ત્હેનો ગુજરાતીમાં તદ્ભવમાં ળ થાયછે.

ઉદાહરણ—સંસ્કૃતમાં—

સં. फलं–ગુજરાતી. ફળ; સં. पलं–ગુજ.–પળ; સં. गोलः–ગુજ. ગોળો; ઇત્યાદિ.

પ્રાકૃતમાં—

( સં. पीतं )–પ્રા. पीअलं–ગુજ. પીળું; ( સં. श्यालः ) પ્રા. सालो, ગુજ. સાળો; (સં. कदली), પ્રા. केली, ગુજ. કેળ; (સં हरिद्रा), પ્રા. हलिद्दी–ગુજ. હળદ; ઇત્યાદિ.

દેશીમાં—

દેશ્ય–छिन्नाली–ગુજ. છિનાળ; દેશ્ય–आलोट्टइ–ગુજ. આળોટે; દેશ્ય. कंटाली, ગુજ. કંટાળી ( વનસ્પતિ–' કંટાળીને થોર '–નળાખ્યાન–પ્રેમાનંદ ); દેશ્ય. कंटोलं, ગુજ. કંટોળું ( કંકોડું; સુરત તરફ ' કંટોળાં ' ક્હેછે ); ઇત્યાદિ.

*પ્રત્યુદાહરણ—સંસ્કૃતમાં—

સં. लवङ्गं–ગુજ. લવિંગ; સં. लोकः–ગુજ. લોક; આદિ લકાર છે માટે ળ ના થયો.

---

* જે'માં કારણસર, એટલે નિયમમાં કહેલો કોઇ અંશ ઓછો હોવાને લીધે, નિયમ લાગુ ન પડતો હોય ત્હેવાં ઉદાહરણ, તે પ્રત્યુદાહરણ; અપવાદથી ઉલટું; અપવાદમાં તો નિયમ લાગુ પડવાની સામગ્રી સર્વ છતાં, કારણ વિના જ, રૂઢિ વગેરેને બળે, નિયમ લાગુ ન પડે; અથવા સામગ્રી ન્યૂન છતાં નિયમ લાગુ પડે.

પ્રાકૃતમાં—

(સં. निम्बकः)-પ્રા. लिम्बडो-ગુજ. લીંબડો; આદિ લકાર છે માટે ળ ના થયો.

દેશીમાં—

દેશ્ય-लक्कुडं-ગુજ. લાકડું; દેશ્ય.-लुंछइ. ગુજ. લુંછે; દેશ્ય. लुहइ-ગુજ. લુહે; દેશ્ય. लोट्टइ-ગુજ. લોટે; ઇત્યાદિ. આદિ લકાર છે માટે ળ ના થયો.

સંસ્કૃત—मल्लः-ગુજ. મલ; સં. मल्लः- ગુજ. ભાલો ઇત્યાદિ. સંયુક્ત લકાર છે માટે ળ ના થયો.

પ્રાકૃત—(સં. भद्रं), પ્રા. भल्लं. ગુજ. ભલું, ભલ્લું; (સં. वल्ली), પ્રા. वेल्ली, ગુજ. વેલી; ઇત્યાદિ. સંયુક્ત લકાર છે માટે ળ ના થયો.

દેશ્ય—ढिल्लं. ગુજ. ઢીલું; દેશ્ય. वहिल्लं-વ્હેલું; छइल्लो-છૅલ; बोल्लइ-બોલે; मेल्लइ-મેલે; छोल्लइ-છોલે; उत्थल्लपत्थल्ला-ઉથલપાયલ; भुल्लो-ભૂલ્યો; ઇત્યાદિ. લકાર સંયુક્ત છે માટે ળ ના થયો.

આ ઉત્સર્ગને થોડાક અપવાદ પણ છેઃ—

સંસ્કૃત—नीलं-ગુજ. લીલું; લીળું, નહિં.

(તોલ, એ પણ હાવો જ અપવાદ છે; પરંતુ ક્રિયાપદ તો 'તોળવું' જ છે.)-અહિં અનાદિ અસંયુક્ત લ છતાં ળ ના થયો.

પ્રાકૃત—(સં. आर्द्र), પ્રા. अल्लं-ગુજ. આળું, (અહિં, સંયુક્ત લકાર છતાં ળકાર થયો.)

દેશ્ય.—मइलं-ગુજ. મૅલું; અહિં અનાદિ અસંયુક્ત લ છતાં ળ ન થયો.

ढंढुल्लइ-ગુજ. ઢંઢોળે; અહિં સંયુક્ત લ છતાં ળ થયો. ઉત્સર્ગમાં 'तद्भवમાં ળ થાયછે' કહ્યુંછે એટલે, 'લીલા,' 'અલંકાર,' ઇત્યાદિ तत्समમાં ળ ન જ થવાનો.

આ ઉત્સર્ગ સવિસ્તર જણાવ્યો હેનું કારણ એટલું જ કે એ અપૂર્વ દર્શાવ્યો છે તો ત્હેને સામાન્ય નિયમ થવાનો હક છે કે નહિં તે જરા જણાઈ આવે.* લકારપક્ષી પંડિતો કહેશે કે એ રીતે તો સર્વે સંસ્કૃત

* આ ઉત્સર્ગ પ્રાકૃતમાં નકારનો ણકાર થવાના ઉત્સર્ગને મળતો જ છે; અનાદિ અસંયુક્ત નનો ણ થાયછે. અને નકાર તથા લકારનાં તેમ જ ણકાર તથા ળકારનાં સ્થાન એક છે અને અનુનાસિક બાદ કરતાં બીજા પ્રયત્ન સરખા જ છે. તે ઉપરથી પણ જણાશે કે આ ઉત્સર્ગ ખોટો નથી.

શબ્દોના અનાદિ અસંયુક્ત લકારના ળકાર જ કરી નાંખશો, તો પછી લકાર ત્હેવો રહેશે જ નહિં. પણ તેમ નથી. સંસ્કૃતસમ શબ્દોમાં ભલે લકાર ત્હેવો રહે. તો 'જલ,' 'ફ્લ,' ઇત્યાદિ સંસ્કૃતસમ કેમ નથી ગણતા? હેનો ઉત્તર એટલો જ કે બોલિયે છિયે 'જળ,' 'ફળ,' ઇત્યાદિ, અને બોલવું ત્હેવું લખવું એ પ્રથમ નિયમ તો છે જ. જે શબ્દો અતિશય પરિચયમાં ન આ-વવાથી અથવા હેવા જ કોઇ કારણથી, લકાર બોલતાં શ્રુતિસુખ લાગવામાં અડચણ ન પડે, ત્હેવા સંસ્કૃતસમ શબ્દોમાં લકાર ભલે વપરાય. પણ આટલાં સ્થળમાં તો લકારને ન ઘુસાવતાં ળકારને રહેવા ઘો તો સારું.

૩. એજ પ્રમાણે સંસ્કૃતની પાસે જવા માટે 'કઠણ'ને બદલે 'કઠિન,' 'તજવું' ને બદલે 'ત્યજવું,' 'હમણાં' ને બદલે 'અહુણા,' 'ગુજરાતી' ને બદલે 'ગુર્જરાતી,'—એમ ઉપર કહેલા પંડિતો લખેછે. શું 'કઠણ' વગેરે શબ્દો અશુદ્ધ તેઓથી કહેવાશે? તેમ તો ભાગ્યે જ કહી સકશે. પરંતુ હેમના શબ્દો વધારે સારા એમ એઓના મનમાં હોવું જોઇયે, જો એમ છે તો 'અહુણા' થી પણ આગળ જઈ 'અહુના,' અથવા એથીએ આ-ગળ જઇ 'અધુના' લખે તો શું ખોટું? હાલ ગુજરાતી શબ્દો અપભ્રંશ પામ્યા એટલે બગડી જ ગયા, અશુદ્ધ જ થઈ ગયા, એ ખોટો મત તે જ હાનું મૂળ છે. તે છતાં 'અહુણા' નું 'અધુના,' અથવા 'મળવું'નું 'મલવું' કરતાં એ આગળ જઈ 'મિલવું' એમ એ લોકો પણ નથી લખતા. તેમ જ 'ગુર્જરાતી' જેવા હાસ્યજનક અધવચલા શબ્દથી આગળ જઈને 'ગુર્જરરાષ્ટ્રી' નથી લખતા, એ એક હેમનો મ્હોટો ઉપકાર છે. કેમકે એ રીતે તો ગુર્જર શબ્દોને બચારાને ઘસડી ઘસડીને કોણ જાણે કિયે કિનારે નાંખે તે કહેવાય નહિં; પરંતુ એટલી આશા રાખિયે કે હાવા ત્હે-મના પ્રયત્નો સફળ ના થાય.

૪. વળી એક પેલા ઉપરના નિયમના અયોગ્ય આદરનું બીજું પરિ-ણામ હકારના સંબન્ધમાં જોઇયે છિયે. બધી શાળાની ચોપડીયોમાં 'ઊનું' એ શબ્દ જોવામાં આવે છે. અને જાણે મૂળ સંસ્કૃત શબ્દ उष्णम् તે ઉકારાદિ છે માટેજ 'ઊનું' લખતા ના હોય તેમ જણાય છે. પરંતુ પ્રાકૃત મારફત રૂપાન્તર તપાશીશું તો જણાઈ આવશે કે આપણે 'ઊનું' ન બોલતાં માંહિં હકાર ભેળવીને બોલિયે છિયે તે વ્યુત્પત્ત્યનુસાર જ છે. 'उष्णं' નું પ્રાકૃત उण्हं હેવું રૂપ થાયછે,—અને ગુજરાતીમાં બારીકીથી તપાશિયે તો 'હૂનું'

એમ ઘણે ભાગે બોલાય છે. તેમ જ આપણી સાત ચોપડિયોમાં બધે ઠેકાણે 'નાનું' એમ જ જોઇયે છિયે. હવે ત્હેની વ્યુત્પત્તિ જોઈશું તો એ શબ્દમાં આપણે હકાર ભેળવીને બોલિયે છિયે તે યથાન્યાય જ છે એમ જણાશે. સંસ્કૃત—श्लक्ष्णं (=ઝીણું, પાતળું, ન્હાનું) નું પ્રાકૃત રૂપ लण्हं છે. અને લકાર નકારનો સંબન્ધ પાસે હોવાથી જેમ પ્રાકૃતમાં નનો લ થાયછે તેમ લનો ન થઈ (ણકારનો નકાર ગુજરાતીમાં આવતાં થઈને) नन्हं થઈ,—હકાર પ્હેલા ભાગમાંથી પાછળ જઈ—સંયુક્ત અક્ષર જતો રહેવાથી પૂર્વનો અ-કાર દીર્ઘ થઈને—ન્હાનું,—એમ થાયછે.* બુકકમિટીના પ્રથમ નિયમના અયોગ્ય આદરનું પરિણામ તો 'ઊનું' હેમાં જ જણાયછે. 'નાનું' તે હેનું ઉદાહરણ નથી. પરંતુ હકારને પ્રસંગે આ પણ આણ્યું. અને બુકકમિટીના નિયમ તપાસવાના છે જ નહિં તેથી ત્હેની રજા લઈ હકારને સંબન્ધે હાલની જોડણીમાં જે ખામી જણાયછે તે ઉપર જ ચાલિયે.—થોડા શબ્દો નમૂના દાખલ લીધા કરીશું.

મોટું—બધી સાત ચોપડિયોમાં આમ જ જોવામાં આવેછે. બોલિયે છિયે 'મ્હોટું' અને મૂળ શબ્દ महत् માં હકાર છે જ.

---

* કેટલાક લોકો લઘુ ઉપરથી 'ન્હાનું' શબ્દ કાઢેછે. પણ ત્હેમાં ક્રિયા ઉત્સર્ગથી એમ થઈ સકે તે કાંઇ જ જણાતું નથી. ઉપરની વ્યુત્પત્તિ ખરી છે એમ કલ્પના થવાને હેમાં પ્રવર્તેલા ઉત્સર્ગ તપાસતાં બાધરહિત જણાશે તો બસ આધાર છે.

લ ને નનો સંબન્ધ નીચેના શબ્દોથી જણાશેઃ—निम्बकः—લીંબડો; नवनीतं—મરાઠી લોણી (પ્રા. नवणीअं દ્વારા); लाङ्गलं—મરાઠી नांगर; 'નવટાંક' ને અમુક વર્ગના લોકો 'લવટાંક' કહેછે; સુરતમાં કેટલાક વર્ગના લોકો 'નાંખવું'ને 'લાખવું' કહેછે;—તેમજ નકાર લકારનું સ્થાન એક છે, તેમ જ અનુનાસિકપણું બાદ કરતાં પ્રયત્ન બધા એક જ છે. એ ખરું કે આ બધાં ઉદાહરણમાં નકારનો લકાર છે અને लण्हं—ન્હાનું—હેમાં લનો ન છે; પરંતુ તેથી કાંઇ યોગ્ય બાધ આવે એમ નથી. नांगर એ ઉલટું ઉદાહરણ છે જ. પ્રાકૃતમાં लाङ्गलंનું णंगलं થાયછે ત્હાં ल નો ण (અને ण તે ગુજરાતીમાં न થાયછે) બને છે તે ઉપરથી લનો ન થવાને આધાર મળશે. લઘુનું પ્રાકૃત लहु શિવાય બીજું થતું નથી, અને ત્હેમાંથી 'ન્હાનું' શી રીતે થાય તે જાણવું હજી બાકી છે. આટલું વિવેચન કરવાનું કારણ એટલું જ કે 'ન્હાનું'ની 'श्लक्ष्णं' ઉપરથી વ્યુત્પત્તિ અપૂર્વ દર્શાવી છે.

અમે, અમારું, ઇત્યાદિ–જોવામાં આવેછે. બોલિયે છિયે–'હમે,' 'હમારું'
ઇત્યાદિ, અને પ્રાકૃતમાં अह्मे, अह्मारं, ઇત્યાદિ છે જ.

મો—બધે જોવામાં આવેછે. બોલિયે છિયે–મ્હો. અને વ્યુત્પત્તિ તપાસતાં मुखं–પ્રા. मुहं, એમ છે, ત્હેમાં હકાર છે જ.

બેન—બધે જોવામાં આવેછે. બોલિયે છિયે–બ્હેન. અને વ્યુત્પત્તિ
भगिनी–પ્રા. बहिणी એમ છે ત્હેમાં હકાર છે જ.

બીવું, બીક,—એમ જોવામાં આવેછે. બોલિયે છિયે–બ્હીવું, બ્હીક,
એમ. અને વ્યુત્પત્તિ बिभेति–પ્રા. बिहइ (ગુજ. બિહે)
છે ત્હેમાં હકાર છે જ.

વેલો—જોવામાં આવેછે. પણ બોલિયે છિયે–વ્હેલો, અને વ્યુત્પત્તિ
वहिल्ल (દેશ્ય) ઉપરથી છે.

તે જ પ્રમાણે 'પ્હેલો' હેમાં હકાર હોવો જ જોઇયે, છતાં 'પેલો' લખાયછે. તેમ જ 'અમણાં' જોવામાં આવેછે, પણ બોલાયછે 'હમણાં' અને વ્યુત્પત્તિ अहुणा (સં- अधुना) છે ત્હેમાં હકાર છે જ. તેમ જ 'વ્હેંત.' હેમાં वितस्तिः–विहत्थी–એ વ્યુત્પત્તિ પ્રમાણે બોલાતો હ ખરો જ છે.

આ બધા ઉપરથી દેખાડવાનું એટલું જ કે હકાર બોલિયે છિયે માટે, અને વ્યુત્પત્તિમાં ત્હેનો આધાર છે માટે, તે પ્રમાણે કોઇ પણ રીતે હકાર લખવામાં પણ દાખલ કરવો યોગ્ય છે.* પછી હકાર કિયે ઠેકાણે મૂકવો,–'હમે,' અથવા 'અહ્મે' (અહ્મે), અથવા 'અમ્હે;' તેમ જ 'હૂનું,' અથવા 'ઉહ્નું,' અથવા 'ઉન્હું;' તેમ જ 'મ્હોટું,' અથવા 'મોહ્ટું;' તેમ જ 'મ્હો' અથવા 'મોહ્;' 'બ્હીક,' 'બ્હીવું,' અથવા 'બીહ્ક,' 'બીહ્વું;' 'બ્હેન,' અથવા 'બેહ્ન;' વગેરે કેમ લખવું તે બીજો વિચાર છે. મ્હારું વલણ હકાર પ્રથમ અક્ષર જોડે ભેળવી દેવા તરફ છે; હમે, હમારું, હૂનું, મ્હોટું, મ્હો, બ્હીક,

---

* તીનું, વીલું, એ શબ્દો હકારરહિત પણ બોલાયછે; જો કે મૂળ तिण्हं (तीक्ष्णं), विहलं (विव्हलं), એમ છે. ત્હીંનું, વ્હીલું, એમ પણ બોલાયછે.

આમ બોલાતો હકાર જૂનાં લખાણોમાં બધે લખાતો જોવામાં આવશે. હાલ પણ જૂના લોકો–નવીન શાળાપદ્ધતિથી જેઓનાં મન આ બાબતમાં વિકૃત થયાં નથી તેઓ–સ્વાભાવિક રીતે જ 'હમે,' 'હમારૂં,' 'એહેને,' 'તેહેને,' ઇત્યાદિ, ગમે ત્હાં પણ હકાર મૂકીને લખેછે. તે ખોટા કહેતા પ્હેલાં વિચારવાનું છે. વિશેષ ચર્ચા માટે परिशिष्ट (क) જુઓ.

મ્હીવું, બ્હેન, ત્હમે, ત્હમારું, પ્હેલો, બ્હેલો, ઇત્યાદિ; એ રીતે લખવું યોગ્ય છે એમ મ્હારા ધાર્યામાં આવેછે. હેનાં કારણ નીચે દર્શાવીશ. તે પ્હેલાં એટલું કહેવું વાજબી છે કે આ હકાર સંબન્ધી રા. નવલરામે ૧૮૭૨ ના શાળાપત્રમાં જોડણીના નિયમ તપાશી રહ્યા પછી ચર્ચા ચલાવી છે તે તરફ લક્ષ આપવું જોઇયે. હકાર દાખલ કરવો જ જોઇયે એ તો હેમનો આગ્રહ છે જ, અને છે તે વાજબી છે, પરંતુ હકાર ક્યહાં મૂકવો એ વિશેનો હેમનો નિર્ણય મ્હને યથાર્થ લાગતો નથી.

(૧.) 'બેન' એમ હકારરહિત જોડણી તો રદ કરીને.( તે વાજબી જ રીતે ),

(૨.) પછી ડ આવે તો હ ભેળી ઢ કરવો, જેમ કે 'કાઢવું';

(૩.) (૪.) બહેન, બેહેન;

(૫.) બ્હેન;

અને (૬.) બેહ્ન;—

એ છ પ્રકારની જોડણી ઉપર ચર્ચા ચલાવીને અંતે (૬.) બેહ્ન, અહ્મે, તહ્મે, ઇત્યાદિ રીત્ય પસંદ કરીને, તેમ લખવું અથવા હ્ તે ઠેકાણે ખોડવો (બેહ્ન, અહ્મે, તહ્મે, ઇત્યાદિ), અથવા, સર્વોત્તમ, હ કાઢી નાંખીને 'એપોસ્ટ્રોફી' (') કરવી (બે'ન, અ'મે, ત'મે, ઇત્યાદિ), એમ રા. નવલરામે ઠરાવ્યું છે.

હવે પાંચમી રીત્ય (બ્હેન) એ હેમણે પસંદ ન કરી ત્હેનાં કારણ તપાશી, એ સારી છે ત્હેનાં કારણ આપતાં છઠ્ઠી રીત્ય (બેહ્ન) પસંદ કરવા લાયક નથી કેમ તે પણ જોઈશું.

પ્રથમ તો એ જ કે બારીકીથી તપાશીશું તો હકાર પાંચમી રીત્ય પ્રમાણે જ—એટલે પાછળ ખશી જઈ શબ્દના આરંભના અક્ષરમાં જ ભળેલો—સંભળાય છે. રા. નવલરામ કહેછે એ છઠ્ઠી રીત્ય પ્રમાણે, એટલે, 'બેહ્ન' એમ–'બે' એ સ્વરયુક્ત વ્યંજન પછી અને 'ન' ના પ્હેલાં–સંભળાય છે. હવે આ ફકત અનુભવની જ તકરાર આવી, માટે તે વિશે વધારે કહી સકાય એમ નથી. જો કોઇ એમ કહેશે કે 'અહ્મે', 'બેહ્ન', એમ હોવાનું કારણ-મૂળમાં अस्मत्, बहिणी, ઇત્યાદિમાં સકાર હકારની જગા પ્રમાણે જ ગુજરાતીમાં હકારનું સ્થળ જોઇયે–તે છે, તો ત્હેનો ઉત્તર એ છે કે જે સ્થળે શ્રવણ થાય તે પ્રમાણે રૂપાન્તર થતાં આવ્યાં છે, જેમ કે भगिनी

નું बाह्मिणी થવું તે मइणी ન થતાં મમાંથી ब् અને ह् એ છૂટીને बाह्मिणी થયું; તેમજ, હેમચંદ્રે विष्णुનું विण्हू, कृष्णનું कण्हो, श्लक्ष्णंનું लण्हं, स्नानंનું ण्हाणं, अस्मद् ઉપરથી अम्हे, ઇત્યાદિ રૂપ આપનાર ઉત્સર્ગમાં ણકાર અથવા મ-કાર પ્હેલો અને પછી હકાર એમ કહ્યું છે, ત્હેમાં જોવા જતાં તો ષકાર, ક્ષકાર, સકાર, નો હકાર થયેલો માટે ણકાર અથવા મકારના પ્હેલાં તે આવવો જોઇયે, તે છતાં હકારનું સ્થળ બદલ્યું છે તે તે ઠેકાણે પ્રાકૃતમાં શ્રવણ થવાને લીધે જ. ત્યહારે આપણે ગુજરાતીમાં પણ શ્રવણ પ્રમાણે જ સ્થાનાન્તર કરિયે ત્હેમાં શો બાધ? स्ना ઉપરથી કોઇ 'ન્હાવું' ન કરતાં 'હ્નાવું' એમ કરશે? સકાર તો નકારના પ્હેલો છે.—માટે એ બાધ તો ખોટો જ છે.

બીજો આક્ષેપ પાંચમી રીત્ય (બ્હેન) ઉપર રા. નવલરામ હેવો લાવેછે કે—"કોઇ વખત એને અનુસરતાં અતિ વિપરીત અને સાધારણ અક્કલથી પણ ઉલટી જોડણીઓ કરવી પડેછે." ઉદાહરણ ત્હેનાં હાવાં આપ્યાં છે:— અહમે, અહેને, વગેરે. કવિ નર્મદાશંકર હાવી જોડણી કરતા, અને તે અજ્ઞા-નથી નહિં પણ પોતાના નિયમને સારે કે માઠે વળગી રહેવાની જીદથી જ કરતા, એમ રા. નવલરામ ક્હેછે, તે સંભવિત છે. અને સ્વર સાથે વ્યંજ-નનો જોડાક્ષર જોઈ પંડિતો ખડખડ હસે એમ એઓ કહેછે તે પણ બરોબર જ છે. સ્વર અને વ્યંજન ત્હેનું તત્ત્વ જાણનાર, અને સંયુક્તાક્ષર તે સ્વરરહિત વ્યંજનસમુદાય એ વાત જાણનાર, 'અ્હમે' એ જોઈ હસે એટલું તો શું પણ વખતે ક્રોધે પણ ભરાય. પણ હું કહુંછું તે પ્રમાણે શ્રવણને અનુસરી, શબ્દને આરંભે આવેલા અક્ષર જોડે હકારના ભેળવવાના નિયમમાં, 'આરંભના અક્ષર જોડે' હેનો અર્થ યથાન્યાય કરે તો હાવું હાસ્યજનક પરિણામ થવાનો સંભવ નથી. એટલે આરંભનો અક્ષર વ્યંજન હોય તો તે વ્યંજન નીચે હકાર હેવો સંયુક્તાક્ષર કરવો, અને જો આરંભનો અક્ષર સ્વર હોય તો, ત્હેની જોડે હ ભેળવવો એટલે—સ્વર વ્યંજનનો સંયોગ એક જ રીતે સંભવે તે રીતે— પ્રથમ હકાર ને પછી સ્વર એમ કરવો; એટલે હમે, હેને, હૂતું, ઇત્યાદિ થશે.*

---

* 'આરંભના અક્ષર જોડે ભેળવવો'—હેમાંથી આ અર્થ ના નીકળે એમ લાગે તો,—આરંભમાં સ્વર હોય તો તે સ્વરના પ્હેલાં હકાર મૂકવો, એમ સ્પષ્ટ વિવેચન કરીને નિયમ કરવાને પણ કાંઇ અડચણ લાગતી નથી.

અને આરંભમાં સ્વર હોય છે ત્યહાં હકાર ખસેછે ત્યહારે આમ છેક આરંભમાં જ ત્હેનું શ્રવણ થાયછે એમ હું ધારુંછું. કોઇ કહેશે કે હકારને તો મૂળ સકાર ષકાર વગેરેને ઠેકાણેથી ખશેડતે ખશેડતે સ્વરાદિ શબ્દમાં તો વળી છેક આઘો ખશેડયો તો! ત્હેનો ઉત્તર એક ઉદાહરણમાં જણાઈ આવશે. वल्लभः ત્હેનું પ્રાકૃત वल्लहो થયું. ત્હેનું ગુજરાતી કરતાં 'વાહ્લો' કદી કરો તો એ હકારને લકાર ઓળંગાવીને વેગળો જ ખશેડયો છે તો! અને મ્હારા કહેવા પ્રમાણે તો 'વ્હાલો' એમ જોઇયે. અને શ્રવણ પણ ત્હેવું જ થાયછે. છઠ્ઠી રીત્ય (અહ્લે, એહ્ન) પસંદ ન કરવાનું કારણ માત્ર આ જ છે.*

હવે—બ્હેન, પ્હેલો, વ્હેલો,—એમ હકાર આરંભના અક્ષર જોડે જોડી દેવાની રીત્ય સારી છે હેનું બીજું પ્રમાણ એક છે. હેને માટે–બ્હેન, વ્હેલો,– એ જ ઉદાહરણ લઇયે. बहिणी,–હેનું 'બ્હેન' થતા પ્હેલાં રૂપાન્તર કિયાં કિયાં થયેલાં? बहइणी, बहइण, बहइन–બ્હેન. તેમજ 'પ્હેલો' નું પૂર્વરૂપ पहिलो હોઈ पहइलो, હોવું જોઇયે. અને वहिल्लो, वहइल्लो, वहइलो, વ્હેલો, એમ હોવું જોઇયે. આમ માનવાનું કારણ 'બ્હેન' ઇત્યાદિમાંના એકારનો ઉચ્ચાર છે. એ એકારનો ઉચ્ચાર સંસ્કૃત જેવો સાંકડો (જે'વો 'એક' હેમાં થાયછે ત્હેવો) નથી, પણ (અંગ્રેજી ભાષામાં Mad જેવા શબ્દોમાં a નો છે ત્હેવો કાંઇક) જરા પ્હોળો થાયછે. અને ત્હેવા ઉચ્ચારનું મૂળ એ શબ્દની

---

* બાકી એ રીત્ય પ્રમાણે લખતાં 'બ્રહ્મ' જેવો સંપૂર્ણ ઉચ્ચાર ન થતાં 'તહ્મે' હેમાં વગર થડકાતો ઉચ્ચાર થાયછે, એ તો કાંઇ તકરાર ગણવા જેવી છે જ નહિ. હાનો ઉત્તર રા. નવલરામે તે સ્થળે આપ્યો જ છે. પ્રાકૃતમાં હાને સ્થળે (સઘળા જોડાક્ષરમાં--એમ તો રા. નવલરામની પેઠે નહિં કહેવાય, કેમકે, भल्लं, रिच्छो અને કોક વખત એ જ अम्हे પણ, થડકાતા જોયા છે), ઘણીવાર થડકયા વગર ઉચ્ચાર થાયછે તે નીચેના દોહરાના અર્ધમાં માત્રા તપાસવાથી જણાઈ આવશે.

भल्ला हुआ जु मारिआ सही अम्हारा कंतु ।

અહિં अ થડકાવિયે તો બેસશે જ નહિં. ગુજરાતીમાં ન થડકતાનાં ઉદાહરણ, રહ્યો, કર્યો, રા. નવલરામે આપ્યાં છે તે બરોબર છે. અને ત્હેનું કારણ એ યકારનું લઘુપ્રયત્નતરપણું છે. ચર્ય–અને–કર્યો–હેમાં ઉચ્ચારમાં ફેરનું આ જ કારણ છે, રેફમાં કાંઇ ઉચ્ચારનો ફરક નથી. રા. નવલરામે રેફના ઉચ્ચારમાં ફેર છે એમ કારણ બતાવ્યું છે; તે સરતચૂક હોવી જોઇયે. યકારનો ઉચ્ચાર શિથિલ છે માટે જ ન થડકવાનું પરિણામ થાયછે.

પૂર્વસ્થિતિમાં, અઇ—અથવા—અય્—હોવામાં છે. આ વાત, ર્અ, ર્આ,—હેના ઉચ્ચાર વિશે લખતાં આગળ ઉપર જણાવાશે. હાલ તો,—ર્વર ( वइरं પ્રા. ), ર્વણ ( वयणं પ્રા. ), એ ઉદાહરણને વેલ ( પ્રા. वेल्लि ), કેળ ( केलि પ્રા. ), એ સાથે સરખાવતાં આ નિયમનું સત્યપણું જરા જણાશે તો તેટલો નિયમ કબૂલ રાખીને વાંચનારને આગળ ચાલવાની વિનંતિ કરૂંછું. ત્યહારે, તે પ્રમાણે 'બ્હેન, વ્હેલો', ઇત્યાદિમાં ર્અ ઉચ્ચારને લીધે અઇ ( અથવા અય્ ) હોવો જોઇયે એમ સહજ અનુમાન થશે. અને बइहण, वइहल्ल, હેવી આ શબ્દોની પૂર્વસ્થિતિ કરતાં ब्हइण, व्हइल्ल, હેવી પૂર્વસ્થિતિ વધારે સંભવિત લાગેછે. આ ઠેકાણે કહેવું જોઇયે કે આ પૂર્વસ્થિતિયો વિશે સંભવાસંભવની રીતે જ બોલવું યોગ્ય છે, કેમકે આ વચમાંની સ્થિતિયો પ્રાકૃત ગ્રંથોમાં ભાગ્યે જ હોય, અને પ્રત્યેક ઉત્સર્ગાનુસાર સ્થિતિ દર્શાવી છે તે ભાષામાં છૂટી છૂટી હોવાને માટે નહિં પણ વાચેન્દ્રિય ઉપર કિયે રસ્તે એ ફેરફાર ચાલ્યો હોય ત્હેનો કડકે કડકે ક્રમ બતાવવા માટે જ છે. પછી કોઇક ઠેકાણે બે અથવા વધારે ફેરફાર સાથે લાગા જ થઈને એકદમ એક રૂપમાંથી બીજા રૂપમાં શબ્દ કૂદી પડેલો. ઉદાહરણાર્થે—સં. भगिनो ઉપરથી પ્રા. बहिणी થતાં, કાંઇ કોઇ કાળે भगिणी, વળી भइणी, વળી बहिणी એમ થયેલું એમ કાંઇ નહિં જ, પણ ग् ઉડી ગયેલો, न् નો ण् થયેલો, અને भ् નો ब થઈ બાકીનો ह ચીરાઇને છૂટો પડેલો, એ બધાં કાર્ય એકદમ જ થઈ बहिणी થયેલું. એ અવયવ દેખાડવાના તે તો પૃથક્કરણની રીતે જ.

તેમ જ એક બીજું પ્રમાણ હકાર પ્રથમ છે તે ખરો છે ત્હેનું છે. હમે, બ્હેન, હમણાં, ઇત્યાદિમાં હકારનો ઉચ્ચાર લઘુપ્રયત્નતર ( આગળ કહેવાનો છે તે ) છે. એટલે 'વહન', 'દહન' ઇત્યાદિ જેવો ભરેલો નથી તેથી હેના સ્થળાન્તરની ભ્રાન્તિ થાયછે. વળી 'હમણાં' એ શબ્દ હાલમાં પણ હકારથી આરંભીને જ લખાયછે; અહ્મણાં, અથવા બીજી રીતે નથી લખાતો, તે ઉપરથી પણ હકારને આરંભે લઈ જવાની પદ્ધતિને મદદ મળશે, તથા 'અહમે' ઇત્યાદિ હાસ્યજનક પ્રયોગ કરવા જ પડે એ મતના સ્હામો પુરાવો પણ મળશે. કેમકે સં. अधुना પ્રા. अहुणा તે ગુજરાતીમાં આવતાં, हउणा, हवणा, हमणा (णां)— એમ થઈને જ થાય. 'હવણાં' એમ પણ લખાયછે. આ ઉદાહરણ ઘણું સૂચક છે.

તેમ વળી એક બીજું પ્રમાણ—આ હકાર શબ્દના આરંભ તરફ લઈ

જવાનું વલણ ગુર્જર વાચેન્દ્રિયનું છે, ત્હેનું-'ઘેરો' એ શબ્દ ઉપરથી સૂચવાય છે. સં. ગભીરઃ-પ્રા. गहीरो-( गहईरो-घईरो )-ગુજ. ઘેરો-( રંગ, અવાજ, વગેરેનો ગુણ ). અહિં ગુજરાતીમાં ઘ જ થઈ ગયો છે, એટલે હકાર કી તરફ ગયો છે તે વિશે સંશય જ રહ્હેતો નથી. આ એક ઉદાહરણ ઉપરથી બધામાં જ એમ થાય એમ કહી સકાય નહિં. પરંતુ એ ઉપરથી ઉપર કહી હેવી સૂચના થાય ખરી. હનું વલણ આરંભ તરફ જવાનું જણાય ખરું.* "ત્ય્હારે-તહમે, બ્હેરો, બ્હેન, કહેવું, ન્હાવું,-વગેરેમાં હકાર 'ઘેરો'ની પેઠે જ ભળી જઈ થ, ભ, ખ, છ, વગેરે કેમ નથી થતા? અને નથી થતા એ ઉપરથી ઉલટું એમ અનુમાન નહિં થાય કે 'ઘેરો' હેમાં હ ક્યહાં ગયો તે સ્પષ્ટ જણાયછે તેમ જ જો-બ્હેરો, તહમે, વગેરેમાં હ આરંભ તરફ જ ગયો હોત તો ભ, થ, વગેરે થઈ જઈને સ્પષ્ટ જણાત જ? પણ ત્યહાં નથી ગયો અને આગળ ખશીને,-બેહ્રો, તહ્મે, વગેરે થયું છે માટે જ આમ ભેદ છે."—આમ કોઇ કહેશે. પણ ત્હેનો ખુલાસો છે. હું કહ્હુંછું કે-તહમે, બ્હેરો, કહેવું, વગેરેમાં હ આરંભ તરફ જ ગયો છે, પરંતુ ત્, બ્, ક્, વગેરે જોડે થ્, ભ્, ખ્, વગેરે થવા જેટલો ન ભળતાં એટલેથી જ અટક્યો છે. કેમકે તહ, બ્હ, કહ, વગેરે ઉચ્ચાર કરવા શક્ય છે, પરંતુ ગ્હ એ ઉચ્ચાર કરવો શક્ય નથી; એ ઉચ્ચાર કરવા જતાં જ-ઘ-એમ બની જશે. આ કલ્પિત જવાબ નથી. ઉચ્ચાર કરી જોયાથી સ્પષ્ટ જણાશે. અને આમ થવાનું કારણ છે. હ્ અને ગ્ એ બેનાં સ્થાન એક છે, ત્હેની સાથે ત્હેના †પ્રયત્ન ઘણા મળતા છે; અને ત્, બ્, ક્, ચ્, વગેરેમાં કાંઇ કાંઇ પણ વચમાં નડતર છે. ક્ નું સ્થાન એક છે તો પ્રયત્ન ઘણા જૂદા છે; બ્ના પ્રયત્ન કેટલાક ઘણા મળતા છે તો સ્થાન જ જૂદું છે; તેમ, ત્, ચ્, પ્, ટ્, વગેરેનાં તો સ્થાન અને પ્રયત્ન બંનેમાં હ્ થી બહુ છેટું છે. આ જ કારણ-ગ્નો ઘ્ થઈ જવા છતાં, ત્, ચ્, ક્, બ્, પ્, ટ્, વગેરેના થ્, છ્, ખ્, ભ્, ફ્, ઠ્, ન થવાનું છે.

બીજું પણ એક પ્રમાણ, 'ન્હાનું,' હેમાં અકારની દીર્ઘતા છે. श्लक्ष्ण-

---

* गह-घईरो એમ છે તો-ઘઈરો-એમ પ્હોળો ઉચ્ચાર કેમ નથી થતો? એ, શંકાના સમાધાન વિશે આગળ ઉપર-ઍ-ઑ-વિશેના ભાગમાં ટીપ જુઓ.

† સ્પર્શ, અંતઃસ્થ, ઊષ્મા, તથા સ્વરના પ્રયત્ન ( સ્પૃષ્ટ, ઈષત્સ્પૃષ્ટ, વિવૃત), તથા સંવૃત પ્રયત્ન; તેમજ, વિવાર, સંવાર, શ્વાસ, નાદ, ઘોષ, અઘોષ, અલ્પપ્રાણ, મહાપ્રાણ,—વગેરે પ્રયત્ન વ્યાકરણમાં કહેલા છે ત્હેમાંના.

ऌण्हं–नन्हं–એમ સ્થિતિ છે ત્ય્હાં, જો ' હ્નું ' એમ હકાર અંતના જ ભાગમાં ર્‌હેતો હોય તો 'ન' હેમાંના અકારને દીર્ઘતા થાય નહિં. શાથી કે સંયુક્તાક્ષર જતો રહી એક વ્યંજન થાયછે ત્ય્હારે જ પૂર્વસ્વર દીર્ઘ થાયછે, (ઉદા. सप्पो, સાપ, कम्म, કામ, ઇત્યાદિ) અને હકાર પૂર્વના ભાગમાં જાય, એટલે ' ન્હ નું ' એમ સ્થિતિ થાય તો न्हं માંથી એકલો न રહ્યો એટલે (શબ્દનું વજન કાયમ રાખવા) પૂર્વસ્વર દીર્ઘ થાય જ, તેથી ' ન્હાનું ' થાય. આ ઉપરથી પણ જણાયછે કે હકાર શબ્દના આરંભમાં જ જાયછે.

ત્ય્હારે આ કારણોને લીધે–બ્હેન, હમે, તહમે, ઇત્યાદિ રૂપ બરોબર છે એમ જણાયછે. બ્‌તે હ્‌નો, અથવા ત્‌ને હ્‌નો, વગેરે સંયોગ અપૂર્વ છે, એ મળીને તો ભ્, થ્, વગેરે થાય, એ તકરાર ગણવા જેવી નથી. બ્હ, તહ, વગેરે બોલી સકાયછે એ જ આને માટે સબળ કારણ અને એ બાધનો સબળ ઉત્તર છે; તેમ ઉપર જ પ્રયત્નના સંબન્ધમાં હાનો ખુલાસો થયો જ છે.*

આ હકારને પ્રસંગે એક વધારે વાત કહીને હકારની રજા લઈશું. ડકારની જોડે આવે તો હ ભેગી ઢ કરવો એ (૨.) બીજી રીત્ય રા. નવલરામે તપાશી છે તે વિશે જરા વિચારવાનું છે. કહાડવું, કાઢવું,–એ બેમાં કિયું ઠીક એ જોવાનું છે. રા. નવલરામે ' કહાડવું,' ' મ્હેડું,' વગેરે તરફ વલણ જણવ્યું છે. ઢનો ઉચ્ચાર હેવામાં તો કાઠિયાવાડ તરફ જ બોલાયછે એમ એઓ કહેછે, અને સહુ કોઈ જાણેછે. હું પણ ઢના તરફ કાયમ આગ્રહી નથી જ. તો

* लोहकारः–પ્રા. लोहारो–ત્હેનું ગુજરાતી–લુહાર, લ્હવાર,–કેમ લખવું? બોલિયે છિયે ' લ્હવાર '–એમ. ઉપરની પદ્ધતિ પ્રમાણે તેમ જ થશે. ' ચ્હાયછે,' ' ન્હાયછે,' એમ લખવું કે ' ચાહેછે,' ' નાહેછે '? હું ધારુંછું પ્રથમ પ્રમાણે. પરંતુ કવિતામાં કોઇ વાર બીજી રીત્ય પ્રમાણે પણ આણવાની છૂટય રાખવી ઠીક છે.

"સંસારતણો સુખસાર સહુ જણ ચાહેછે,
સુખઇચ્છાસરિતામાંહે કોણ ન નાહેછે." (ગટુલાલ પંડિત).

હેમાં આમ છ માત્રા જોઈશે જ. ચ્હાએછે, ન્હાએછે, એમ પણ ચાલત. પણ આ કામ મુખ્યત્વે કરીને વ્યાકરણ કરનારનું છે. અને રા. નવલરામ કહેછે તેમ–"સંસ્કૃત ભાષાના રૂપાખ્યાનમાં આટલું બધું અનિયમિતપણું છે તે છતાં તેના વ્યાકરણકારો થાકયા નહિં તો આપણે આટલી હરકતથી કેમ ડરી જવું જોઇયે?" હરકત એ કે ' ચ્હાવું ' એમ રાખિયે તો ' ચાહ્યું ' ' ચાહીને,' ઇત્યાદિ રૂપાન્તર કેમ થાય? ત્હેનો ઉત્તર–વ્યાકરણકાર બાતાવી આપે–એ જ છે.

પણ ઇનસાફને ખાતર હેમાં જરા ઝીણા ઉતરિયે. મ્હોડું-તે मुखं ના मुहं ને પ્રાકૃતમાં ड्ड પ્રત્યય લાગી मुहडं થઈ 'મુહડુ' ઉપરથી છે. એટલે હાવે સ્થળે તો ઢ કરવો એ રા. નવલરામ કહેછે તે પ્રમાણે "ઢઢ્ઢાના જેવું જ કઢંગું છે." પરંતુ 'પઢવું' ને બદલે 'પ્હડવું' લખવામાં ઉપરનો વ્યુત્પત્તિનો ન્યાય લાગુ પડશે ખરો ? નાહિં જ. पठति નું પ્રાકૃત पढइ છે. તો ગુજરાતીમાં 'પઢે' કરવાને બદલે ઢમાંનો હ ચીરી કાઢીને प ભેગો ભેળવવો કે કેમ તે વિચારવું જોઇયે. એમ કરવાને કાંઇ નિયમનો તો બાધ નથી. શાથી કે હેવાં તો રૂપાન્તર થયે જ જાયછે (ઉદા. भगिनी–बहिणी હેમાં भ્ના ब् ને ह् છૂટા થઈ ગયા છે). પરંતુ હાવાં સ્થળોમાં "ઢઢ્ઢાને ખોળવા ગયા" એમ તો નાહિં જ કહેવાય. ઢઢ્ઢો તો છે જ. 'મોઢું' હેમાં તો ઉલટો ઢ બનાવ્યો એમ કહેવાશે એ તો કબૂલ છે. પરંતુ 'પ્હડવું' હેમાં ડડ્ડાને ખોળવા ગયા કહેવાય. ત્યહારે આહિં એક વિચારવાનું છે. પઢવું, વઢવું કાઢવું,--હેમાં ઢનો ઉચ્ચાર કાઠિયાવાડમાં થાયછે તે શિવાય કાંઇ ફેરવાળો થવાનો સંભવ શું નથી ? ગુજરાતીમાં ડકારના બે ઉચ્ચાર છે,-એક સાદો મૂર્ધન્ય-જે'વો-ડગલું. ડાળી, ડાંગું-ઇત્યાદિમાં થાયછે ત્હેવો,—અને બીજો ભરેલો મૂર્ધન્ય ( મૂર્ધન્યતર --કહિયે ),—જે'વો,-પડવું, અડવું, ઘોડો, ઘડો, ઇત્યાદિમાં થાયછે ત્હેવો. પ્રથમનો સાદો મૂર્ધન્ય ઉચ્ચાર તે જ્યહારે ડકાર શબ્દને આરંભે આવે છે ત્યહારે થાયછે; અને ભરેલો—મૂર્ધન્યતર—ઉચ્ચાર શબ્દના આરંભ શિવાય બીજે સ્થળે ડકાર આવેછે ત્યહારે થાયછે, ( હાના અપવાદ ત્રણ છેઃ—(૧.) પરભાષાના શબ્દો; મડમ, ઇત્યાદિ ; (૨.) ળ, ણ, જેવા મૂર્ધન્ય પાસે આવે ત્યહારે;-પડણી, આડણી, ડડળવું, ઇત્યાદિ; (૩.) સંયુક્ત ડ,--અડ્ડો, ડડ્ડો, કુણ્ડ, ખણ્ડ,* ઇત્યાદિ;-હાવાં સ્થળોમાં સાદો મૂર્ધન્ય જ થાયછે. ) ત્યહારે તે જ પ્રમાણે ઢકારના બે ઉચ્ચાર ન સંભવે શું ? તો પછી-પઢવું, વઢવું, લઢવું, કાઢવું, લઢાઇ, કઢી, કઢવું, ઇત્યાદિમાં

* આગળ ઉપર અનુસ્વાર વિશે બોલતાં અનુસ્વારનો ત્હેના પછીના વ્યંજનનો સવર્ગીય અનુનાસિક કરી તે લખવાની વિરુદ્ધ કાંઇક વલણ દેખાડીશ, તે ઉપરથી અહિં વિરોધ આવ્યો ગણવો નહિં. શાથી કે અનુસ્વાર કરીને 'ખંડ' એમ લખશો તો પણ ઉચ્ચાર તો (ખણ્ડ) જેવો જ થવાનો. તે છતાં વિરોધાભાસ લાગે તો—આ ઠેકાણે અપવાદમાં "જોડાક્ષર, તથા ડકારની પૂર્વે પૂર્ણ ઉચ્ચારવાળો અનુસ્વાર હોય, ત્યહારે ડકારનો ભરેલો મૂર્ધન્ય ઉચ્ચાર ન થતાં, સાદો મૂર્ધન્ય ઉચ્ચાર થાયછે"—એમ કહીશું તો અડચણ નથી.

જો વ્યુત્પત્તિથી વારસામાં ઢ જ મળેલો જણાતો હોય તો મૂર્ધન્યતર ઉચ્ચારનું કાંઇ ચિહ્ન ( આગળ ઉપર સૂચવીશ તે પ્રમાણે ) રાખી ઢજ્ઞો કાયમ જ રાખે તો શી અડચણ ? જ્યહાં વ્યુત્પત્તિથી જ હકાર અને ડ જૂદા હોય ત્યહાં ડ રાખવો ( મ્હોડું, લ્હોડું, વગેરે ), અને વ્યુત્પત્તિથી ઢકાર હોય ત્યહાં મૂર્ધન્યતર ઢ રાખવો, એમ વિષયવિભાગ થાય તો કાંઇ અડચણ જણાતી નથી. અને ઢકાર રાખીને મૂર્ધન્યતર બોલિયે તો કાઠિયાવાડભિન્ન પ્રદેશમાં થતો ઉચ્ચાર બરોબર દર્શાવાય છે હેમાં શક નથી. બાકી 'મ્હોડું' નો દાખલો લઈ 'પ્હડવું' કરો તો, ' પઢવું ' નો દાખલો લઈ ' મોઢું ' કેમ ન કરવું ? એક ઠેકાણે સાદૃશ્યને આધારે ઢ ચીરી ડ–હ જૂદા ફેંકોછો, તો બીજે ઠેકાણે ડ–હ એકઠા કરી ઢ કરીશું, એમ કોઇ કહી સકશે—જો ડકારનો જ આગ્રહ કરીશું તો. માટે વ્યુત્પત્ત્યનુસાર ઉપર પ્રમાણે વિષયવિભાગ કરિયે તો યથાન્યાય થશે. અને એ તો ખરું જ કે વ્યુત્પત્તિયો તપાશી તપાશીને યોગ્ય જોડણીવાળા શબ્દોનો સારો કોશ થાય તો ઘણી અવ્યવસ્થા મટી જાય. તે કામ મ્હોટું છે, અને સારી કમિટી નીમીને શાળાખાતાએ એ કામ કરાવવું જોઇયે એ તો આરંભમાં જ કહ્યું છે.

( ૫. ) જોડણીના સંબન્ધમાં હવે એક બીજી વાત કહેવાની છે. બોલવું તેમ લખવું હેને મુખ્ય ગણવાને સંબન્ધે આ છે. 'બાઇડી', 'પઇડું', 'ઓરડી', 'દોરડું'; 'ગળણું', 'દળણું', 'પાલણું' (પાળણું), 'શેલડી'; 'ખાંડણી', 'ઢેડડી';—ઇત્યાદિ કેટલાક શબ્દોમાં ઈ, ર, ળ, લ, ડ, એ અક્ષરોનો યકાર થઈ જઈને વધારે સરળ ઉચ્ચાર જનસમુદાયમાં થાયછે. ત્યહારે 'ઢેડડી', ને 'દોરડું', ને 'બાઇડી', ઇત્યાદિ જેવી કૃત્રિમ જોડણી શા માટે કરવી ? આ 'જોડણી' શબ્દ લખતાં જ મ્હેં ડકાર રાખ્યો છે તે ફક્ત હાલના પ્રચારને અનુરોધે, બાકી ણ જોડે આવવાથી ડનો ઉચ્ચાર કેટલો અવઘડ લાગેછે ? મૂર્ધન્યતરને બદલે સાદા મૂર્ધન્યનો ઉચ્ચાર ચીપીને કરવો પડેછે. એ ખરું છે કે મૂળ વ્યુત્પત્તિ જોતાં ઈ, ર, લ, ળ, ડ છે. પણ તેમ તો 'ભાયડો' ને ઠેકાણે 'ભાઈડો' કોઇ કેમ નથી લખતું ? વખતે કોઇ લખતા હશે, શાથી કે "ફાયદો"–એ શબ્દમાં યકાર લાક્ષણિક નહિં પણ સ્વતઃસિદ્ધ છતાં "ફાઇદો" એમ લખનાર જોયા છે, એટલું જ નહિં પણ ' બાયડી ' નું ' બાઇડી ' પણ નલખતાં, અજ્ઞાનથી ' બારડી ' એમ પણ એક કાઠિયાવાડી ચોપાનિયામાં લખાયલું એકવાર જોવામાં આવ્યું છે, તેમ જ ' પાળણું ' અથવા ' પાલણું ' ને

બદલે 'પારણું' પણ નર્મદાશંકરના 'બાળકૃષ્ણવિજયનાટક' માં જોયું છે. પણ હજી 'શેલડી', 'ખાંડણી', 'બાઇડી,'—એમ વખતે કોઈ બોલતું હશે, પણ 'ભાઇડો', કે 'ઢેડડી', કે 'બાઇલો', કે 'દોરડી' એ તો ગુજરાત તળમાં ભાગ્યે જ કોઇ બોલતું હશે. ત્યહારે યકાર બોલાય છે ત્યહાં યકાર લખવામાં શરમાવા જેવું શું છે? હેમાં કાંઇ જ અશુદ્ધતા છે જ નહિં. જોવા જઇયે તો એ વાચેન્દ્રિયની સ્વાભાવિક પદ્ધતિ ઉત્સર્ગાનુસાર જ છે. એ ઉત્સર્ગ હેવો છે કે—ણ, ડ, જેવો મૂર્ધન્ય પાસે આવતાં, *ડ, ર, ળ, એ મૂર્ધન્યો (સાથે મૂર્ધન્ય બોલાવા કઠણ પડવાથી),—અને તેમ જ લકાર* હેવીજ સ્થિતિમાં (ઉચ્ચાર કઠણ જરા ઓછો પડવાથી) વિકલ્પે—યકાર થઇ જાયછે.† ઉદાહરણ—ડ–ઢેયડી, ખાંયણી; ર–દોયડું, બોયડી, વાયણું, ઓવાયણું, પાયણાં (ઉપવાસનો બીજો દિવસ);—ળ–દયણું, ગયણું, પાયણું; લ—શેયડી,–અથવા–શેલડી.

તેમ જ ઇકાર માટે આ ઉત્સર્ગ જણાય છે;—જ્યહારે ઇકાર શબ્દના વચલા ભાગમાં આવેછે ત્યહારે (બોલવામાં એ ઇકારને કાળ થોડો મળવાથી) ઇ નો ય થાયછે. ઉદા૦—ભાયડો, બાયડી, પયડું, ઇત્યાદિ. ભાઈ, બાઈ, હેમાં ઈ ર્‌હેશે જ. (પયડું–હેમાં મૂળ ઇ જ છે, અને ડું પ્રત્યય લાગી થયું છે. કારણ દેશ્ય શબ્દ पइअं હેવો 'પયડા' ના અર્થનો છે.)

બોલવાની ત્વરામાં, અથવા બોલવું કઠણ પડવાથી, યકાર બોલાઈ જાય માટે મૂળનો અક્ષર છોડી ન દેવો એમ આગ્રહ ઉપરનો નિયમ જોયા પછી

---

* આ ડ, ર, ળ અને લ, તે અકારસહિત સમઝવા; બીજા સ્વરસહિત—એટલે, ડા, ડી, ડુ, ડે, ડો ઇત્યાદિ—હોય તો ય ન જ થવાનો. પડાળી, પરાળ, પ્હરાણે, પ્હરેણો, ઘરેળી; ઇત્યાદિ. કારણ કે પછી બોલવાની કઠણતા ર્‌હેતી નથી. તેમ જ ડ, ર, ળ, લ અનાદિ સઝવા; રણ, રડવું, રળવું, લઢવું, લળવું,—હેમાં ર, લ, ર્‌હેશે જ.

† આડણી—એ આ નિયમના અપવાદ જેવું જણાશે; પરંતુ તેમ નથી. હામાં ડકારનો મૂર્ધન્યતર ઉચ્ચાર થતો નથી, અને જે ડનો ય થાયછે તે મૂર્ધન્યતર ડ લેવાનો છે એટલું કહેવું જોઇયે (અનાદિ એટલે મૂર્ધન્યતર જ થવાનો). 'ખાંયણી'–એ 'ખાંડવું' નો 'ખાંડ' ને 'અણી' પ્રત્યય એ બે અવયવયુક્ત શબ્દ છે. (તેમજ ઢેડ+ડી–ઢેયડી). 'આડણી'–તેમ નથી. એટલે હેમાં (ખાંડની પેઠે) મૂળથી ડનો મૂર્ધન્યતર ઉચ્ચાર જ ન હોવાને લીધે, ઉલટું–પછીના ણને લીધે, ઉપર ડઢના પ્રકરણમાં દર્શાવેલા નિયમ પ્રમાણે ડનો ઉચ્ચાર જ મૂર્ધન્ય સાદો થઇ ગયો. પછી ય થવાની વાત નહિં.

રાખવો કે નહિં, અને ફક્ત ત્વરાથી જ નહિં પણ સાધારણ રીતે બોલતાં પણ કોઇ ચીપ્યા વગર ડ, ળ, હાવે સ્થળે નથી બોલતા એ વિચાર્યા પછી, તેમ જ સંધિ વગેરેના નિયમનો ઉદ્દેશ તથા કારણ બોલવાની સરલતા એ જ છે તે વિચાર્યા પછી, ઉપરનો યકારનો પક્ષ વાજબી છે કે નહિં ત્હેનો નિર્ણય સુજ્ઞ વાંચનારને સોંપુંછું.

(૬.) હવે બીજી એક તકરારી જોડણી છે. ગુજરાતી સાત ચોપડિયોમાં લઘુપ્રયત્નતર યકાર–ભૂત કૃદન્તનાં રૂપ (જે ભૂતકાળના ક્રિયાપદના અર્થમાં પણ આવેછે) તથા બીજાં કેટલાંક સ્થળ શિવાય–બીજે ઠેકાણે વાપરેલો જોવામાં આવતો જ નથી. 'બોલ્યો,' 'ચાલ્યો', 'આવ્યો', 'ગયો', 'બાયલો', 'આવિયે', 'આવિયો', 'પડિયો', 'ચોપડિયો', ઇત્યાદિ શબ્દોમાં યકાર વાપરેલો જોવામાં આવેછે; અને તે લઘુપ્રયત્નતર છે તે હેનો ઉચ્ચાર બારીકીથી તપાસવાથી જણાશે. 'લાવ્યો'–ગુજરાતી ('લાવવું' નો ભૂતકૃદન્ત), અને સંસ્કૃત लाव्योऽयम् (=આ लाव्यः=કાપવાનો છે) હેમાં व्यो, એ બેના ઉચ્ચાર, અથવા 'સોલ્યો' અને 'બાહ્ય,' અથવા 'કર્યો' અને 'ધુર્ય,' ઇત્યાદિના ઉચ્ચારો, સરખાવવાથી જણાઈ આવશે કે ગુજરાતી શબ્દો ઉપરનાં ઉદાહરણોમાંના છે ત્હેમાંનો યકાર તે લઘુપ્રયત્નતર છે; એટલે ત્હેના ઉચ્ચારમાં જિવ્હાના અગ્ર, ઉપાગ્ર, મધ્ય ભાગ તથા મૂળ,–અર્થાત્ સર્વ જિવ્હા–નું શૈથિલ્ય હોય છે.* આજ કારણથી એયકારયુક્ત જોડાક્ષરની પૂર્વે સ્વર થડકાતો નથી.† હાને લઘૂચ્ચારણયકાર પણ કહેછે. સરલતા માટે આગળ એ શબ્દ વાપરીશું. એ લઘૂચ્ચારણ યકાર શી રીતે આવ્યો તે પછી જોઇશું. પણ હાલ જે બીજાં સ્થળોમાં આવવો જોઇયે પણ નથી આવતો તે કિયાં તે જોઇયે. (૧.) વ્યંજનાન્ત ગુજરાતી ધાતુ (આવ્–લાવ્–બોલ્–કર્ ઇત્યાદિ) ના આજ્ઞાર્થ બીજા પુરુષના એક વચનમાં, તેમ જ (૨.) સાદા વ્યંજનયુક્ત એકારાન્ત (લે, દે, ઇત્યાદિ; કહે, રહે, વ્હે, ઇત્યાદિ તો સાદા

---

* આ લઘૂચ્ચારણ યકાર તેમ જ વકારનું છેક સંસ્કૃતમાં પણ કોક સ્થળે છે. (पाणिनि अष्टाध्यायी–૮–૩–૧૮); અને પ્રાકૃતમાં તો જ્યહાં સાદો વ્યંજન લોપ પામી અકાર રહ્યો ત્યહાં લઘૂચ્ચારણયકાર પુષ્કળ ઠેકાણે આવે જ છે. (सिद्धहेमचन्द्र ૮–૧–૧૮૦–अवर्णोयश्रुतिः).

† 'જોડાક્ષરથી જે પ્રથમ થડકે તો ગુરુ થાય'–એ કવિ દલપતરામના નિમયનું બીજ આ જ છે.

વ્યંજનયુક્ત નથી) ધાતુઓના આજ્ઞાર્થ બીજા પુરુષના અનેકવચનમાં, તેમ જ (૩.) સંસ્કૃત, પ્રાકૃત, તથા દેશ્ય ઇકારાન્ત (અથવા કેટલેક સ્થળે આકારાન્ત) શબ્દો ઉપરથી, ઇ, આ જતા રહી થયેલા ગુજરાતી સ્ત્રીલિંગ શબ્દોને અંતે તથા ત્હેવા જ કેટલાક અવ્યયોને અંતે પણ,–આ લઘૂચ્ચારણ યકાર આવવો જોઇયે, તે છતાં આ સાત ચોપડિયોમાં તથા બીજાં ગુજરાતી પુસ્તકોમાં પણ લખાતો જણાતો નથી. એટલે,–એ બધે સ્થળે–આવ્ય, લાવ્ય, બોલ્ય, કર્ય; તેમ જ–લ્યો, દ્યો; તેમ જ–આંખ્ય, ગાંઠ્ય, છાલ્ય, દાઢ્ય, બ્હાર્ય, કાલ્ય;–ઇત્યાદિને બદલે,–આવ, લાવ, બોલ, કર; તેમ, લો, દો; તેમ જ–આંખ, ગાંઠ, છાલ, દાઢ, બ્હાર, કાલ;–ઇત્યાદિ લખેલા જોવામાં આવેછે. ત્ય્હારે આ વિશે પ્રથમ જોવાનું એ કે હાવા ઉચ્ચાર વસ્તુતઃ થાયછે ખરા કે કેમ? અને થાયછે તો ક્ય્હાં? અને તે માન્ય કરવા કે કેમ? યકારરહિત ઉચ્ચાર ફકત સુરતના લત્તામાં જ થાયછે, અને તે શિવાય ગુજરાતના મ્હોટા ભાગમાં વસ્તુતઃ ઉચ્ચાર તો હાવા લઘૂચ્ચારણયકારવાળા જ થાયછે, એ અનુભવસિદ્ધ છે.* અને ગુજરાતના મ્હોટા ભાગની વાત કબૂલ રાખવી યોગ્ય ગણિયે, અને બોલાતું હોય તેમ લખવું એ નિયમ પાળિયે, તો જોડણી હાવા યકારરહિત લખવી એ અયોગ્ય જ છે.

હવે આ લઘૂચ્ચારણયકારને વ્યુત્પત્તિની કસોટીથી તપાશિયે,–કે એ તે અમસ્તો જ લોકોએ અજ્ઞાનથી ખોશી દીધો છે કે કાંઇ વ્યુત્પત્તિમાં હેને પ્રમાણ છે. ઉદાહરણ એક લઇયે—આંખ્ય. મૂળ સંસ્કૃત अक्षि છે (સંસ્કૃતમાં નપુંસકલિંગ ત્હેનું પ્રાકૃતમાં સ્ત્રીલિંગ થયુંછે).–ત્હેનું પ્રાકૃતમાં હેમચંદ્રાદિક પ્રમાણે अच्छि થાય. પરંતુ क्ष નો સામાન્ય નિયમ પ્રમાણે ख હેમચન્દ્રે કહી अक्षि ને અપવાદમાં મૂક્યો છે તેથી અને એ અપવાદવાળા अक्ष्यादि ગણમાંના બીજા કેટલાક શબ્દોમાં બીજી પ્રાકૃતોમાં ख થયેલો બીજાં વ્યાકરણોમાં બતાવ્યો છે તેથી, કોક કાળે કોક પ્રાકૃતમાં अक्षि એ શબ્દ અપવાદ ન પાળતાં નિયમને તાબે થઇ अक्खि થયેલો. પછી ગુજરાતીમાં આવતાં क्ख નો क् જઈ તે જવાથી પૂર્વસ્વર દીર્ઘ થઈ આ થયો, અને કેટલાક શબ્દોમાં અનુસ્વાર ઉમેરાયછે તેમ હામાં પણ ઉમેરાઈ આં થયો; અને જે અંત્યનો ઇકાર છે ત્હેનો આ

* વાંચ્ય, પૂછ્ય, તજ્ય, વીંઝ્ય, ઇત્યાદિમાં મૂળના દન્ત્યતાલવ્યનો શુદ્ધતાલવ્ય થઈ જાયછે, તેમ જ, બેશ, પેશ, ઇત્યાદિમાં મૂળનો સકાર તે શકાર થાયછે, એ કાર્ય ઉપરથી લઘુપ્રયત્નયકારની સ્થિતિ જણાયછે એ અનુમાનપ્રમાણ પણ છે.

લઘૂચ્ચારણયકાર થયેલો છે.* આ રીતે 'આંખ્ય'–હેમાં વ્યુત્પત્તિનો આધાર છે જ. તેમ જ,–સં. ग्रंथिः (પુંલિંગ,) પ્રા. गंठी (સ્ત્રીલિંગ)–ગુજ.–ગાંઠ્ય (સ્ત્રીલિંગ); દેશ્ય. छल्ली ગુજ. છાલ્ય (ઝાડની); સં. कल्य–ગુજ. કાલ્ય; સં. दंष्ट्रा પ્રા. दाढा, ગુજ.–દાઢ્ય (અહિં આકારત છતાં ય થયોછે, તે दाढिया ઉપરથી, અથવા સાદૃશ્યભ્રમથી); સં. बहिः–પ્રા. बाहिर, ગુજ. બ્હાર્ય (અહિં बाहिर ના અનન્ત્ય ઇકારનો પણ ત્વરાથી અન્ત્ય થઈ યકાર થયો જણાય છે);–હેવાં ઉદાહરણોની વ્યુત્પત્તિ વગેરે તપાશ્યાથી જણાશે કે યકાર કાંઇ અકારણ જ પેઠો નથી†. परिशिष्ट (क) માં આપેલા ઉતારામાં 'રાત્ય', 'આંખ્યો', એ શબ્દ જોવાથી પ્રાચીન રીત્ય જણાઈ આવશે.

તેમજ–બોલ્ય, ઉઠ્ય, કર્ય, ઇત્યાદિમાં પણ લઘૂચ્ચારણયકાર છે ત્હેનું મૂળ પ્રાકૃત बोल्लेहि, उट्ठेहि, करेहि,–ઇત્યાદિ રૂપમાંના એકારના પાછળથી થઈ ગયેલા વિકારમાં જ છે.

તેમજ–લ્યો–ઘો–એ રૂપ, લે + ઓ (પ્રત્યય, આજ્ઞાર્થ બીજો પુરુષ અનેકવચન), દે + ઓ, નાં છે ત્હેમાં યકાર સંધિમૂલક છે, અને પ્રાચીન ગુજરાતીનાં રૂપ તપાસવાથી હાનો પણ આધાર જડી આવશે એમ મ્હારી ખાતરી છે. જનસમુદાયની પ્રેરણા તે નિયમોને અનુસરેછે એમ ઉપરની ઘણી ચર્ચાથી જણાયું હશે. અને તે જ આ ખાતરીનો આધાર છે.

આ ઉપરથી જણાશે કે સુરત તરફ યકારને ઉડાવી દેવામાં આવેછે તેટલા ઉપરથી જ ગુજરાતના મ્હોટા ભાગનો ઉચ્ચાર નાકબૂલ રાખવાનું કાંઇ યોગ્ય

---

* આ યકાર તે અકારાન્ત–ય હેવો– થાયછે, વ્યંજન–ય્ હેવો– નથી થતો. તેમ થાય તો ઉચ્ચાર જ ન થતાં ત્હેનો લોપ જ થઈ જાય.

† આ યકારના થોડા અપવાદ છે. कुक्षिः–कुक्खि–કૂખ, (કૂખ્ય–કોઇ નથી બોલતું;) कदली–केलि–કેળ (કેટલાક જ–કેળ્ય–બોલે છે.) તેમ જ–ડાળ (દેશ્ય–डाली)–ડાળ્ય–કોક જ બોલેછે. (પાળ્ય–તો ઘણે ભાગે બોલાયછે.) વેલ–વેલ્ય–બંને બોલાયછે, પણ યકારરહિત વધારે બોલાયછે. રેણ–ને રેણ્ય–બોલનાર ઓછા છે.–(પ્રા.–रयणी નું). એક બીજો ઉલટો અપવાદ અથવા હેવો જ પ્રકાર થયેલો છે. તે અહિં નોંધવો ઠીક છે. 'અગત્ય'–આ જાણે શુદ્ધ સંસ્કૃત જ શબ્દ હોય નહિં, તેમ ગમાંનો અ થડકાઈને બોલાયછે; એટલે ત્યનો ય ગુરૂચ્ચારણ કરાયછે. પરંતુ વ્યુત્પત્તિ જોતાં–સં. अगतिः નું 'અગત્ય'–જેમ गतिः નું 'ગત્ય' થયું છે તેમ–થયુંછે; એટલે ત્હેમાં પણ ગત્ય, મત્ય આદિકની પેઠે યકાર લઘૂચ્ચારણ થવો જોઇયે. પણ तत्समनी भ्रांतिथी ગુરૂચ્ચારણ થઈ ગયેલો માલમ પડેછે.

કારણ દેખાતું નથી. વ્યુત્પત્તિ અને બોલવામાં લોકોની સંખ્યાનો ઘણો ભાગ—એ એ પ્રમાણ બસ નથી તો પછી જોડણીનાં કિયાં તત્ત્વ ગણવાં તે જાણી સકાતું નથી. આ લઘૂચ્ચારણ યની ચર્ચા છેક અપૂર્વ છે એમ નથી. સ્ત્રીલિંગ શબ્દો-માંના ઇકારનો હાવો યકાર થવા બાબત શાસ્ત્રી વ્રજલાલે પોતાની ઉત્સર્ગમા-ળામાં કાંઇક જણાવ્યું છે.* તેમ જ કવિ દલપતરામે ક્રિયાપદના આજ્ઞાર્થ બીજા પુરુષના એકવચનના રૂપમાંના યકાર તરફ અભિપ્રાય, ગર્ભિતરીતે અને પરંપ-રાએ, સૂચવ્યો છે. સુરતી બોલીનો ઉપહાસ કરતું એક પદ્ય "જોની પેલું સું છ યાર, તાપીકેરે ઓવારે, જોની પેલું સું છ યાર" એમ શરુ થતું હેમણે બના-વ્યુંછે હ્‌હેમાં, કાંઇ વસ્તુ હાથમાં પકડી રાખવાની આજ્ઞાનો અર્થ દર્શાવતાં— 'લે ખોઓ ભરી રાખ્ય' એમ લખ્યું છે; તે ઉપરથી 'રાખ્ય' એ રૂપ તરફ હેમનો અભિપ્રાય વળતો જણાયછે. તે ઉપરથી હું એમ ધારુંછું કે "કાપ ક્લેશ કંકાસ ને કાપ પાપ પરિતાપ, કાપ કુમતિ કરૂણા કરી કાપ કષ્ટ સુખ આપ"—ઇત્યાદિ હેમની કવિતાઓમાં 'કાપ્ય,' 'આપ્ય,' ને ઠેકાણે 'કાપ,' 'આપ,' હેવી જોડણીની જવાબદારી હેમને માથે ન મૂકતાં, સાત ચોપડિયો પ્રસિદ્ધ કરનાર અધિકારીને જ હેનો જસ આપવો જોઇયે.

ગુજરાતના મ્હોટા ભાગમાં આ યકાર બોલાયછે, અને બોલવું હ્‌હેવું લ-ખવું, એ વાત કબૂલ કર્યા પછી, તે ઉપરાંત આ યકાર 'લખવાની વિરુદ્ધ કોઇ આક્ષેપ લેશે કે કેમ? વખતે એમ કોઇ કહેશે કે હેવો ય ઉમેરીને લખવું તે તો અતિશય ચાપાચીપ કહેવાય, સરળ સપાટાબંધ લખવામાં અડચણ પડે, માટે એ નિયમનું બંધન તો જોઇયે નહિં. આ વાંધો ઉઠાવવા લાયક છે કે કેમ? આ વાંધો જો કબૂલ રાખીશું, તો પછી એ જ તકરાર પ્રમાણે, હ્રસ્વ ઇ, દીર્ઘ ઊ (હ્રસ્વ અજ્જૂ, દીર્ઘ વયડું), તેમ જ યોગ્ય સ્થળે જોડાક્ષર, એ બધાને સં-બન્ધે પણ શામાટે હાવી હરકત ના દેખાડાય? વાણિયાશાહી લખનારાઓનો તો દીર્ઘ અજ્જુ અને હ્રસ્વ વયડું એ જ ધારો છે. અને તેઓ જેમ આ બા-બતમાં હરકત લેછે, હ્‌હેવી જ આ યકાર બાબતની હરકત કહેવાય. વળી— આવ્યો, લખ્યું, માર્યો,—ઇત્યાદિમાં યકાર લખતે અડચણ નથી પડતી, અને— આવ્ય, લખ્ય, માર્ય, આંખ્ય,—ઇત્યાદિમાં અડચણ શી રીતે પડશે? એ રીતે તો હાલ કેટલાક—બીજી બાબતમાં વિદ્વાન્ છતાં, આ બાબતમાં અસલી—લોકો, આવ્યો, ગયો, ઇત્યાદિને ઠેકાણે 'આવો', 'ગઓ', ઇત્યાદિ લખેછે (બોલતા

---

* ઉત્સર્ગમાળા પૃષ્ઠ ૧૦૫ જુવો.

નથી ), ત્હેમનો દોષ શામાટે કાઢવો ? હેમનું હોરા લોક જેવું ' આવો, બોલો ', જોઈને હસવું શામાટે ? એઓ પણ હાવી જ તકરાર નહિં લે શું ? માટે હું ધારુંછું કે લખવાની બાબતમાં આ અડચણ તો ફક્ત પડેલા ચીલાની બ્હાર્સ્ય જવામાં ઉદાસીન વૃત્તિ અને આપણી સંરક્ષકમત તરફ સ્વાભાવિક આસક્તિનું જ પરિણામ છે, અને ત્હેને વજન કેટલું આપવું તે ઉપરનાં યકાર તરફનાં કારણો તપાશીને નિશ્ચય કરવાનું સુજ્ઞ વાંચનારને સોંપવાનું છે. તે નિશ્ચય કરતાં એક વિચાર ઉપરની સર્વ ચર્ચાને લાગુ પડનારો એ છે કે આ જોડણીની નિશ્ચિત પદ્ધતિ તે શિષ્ટ લખાણોમાં આવનારા શબ્દોને નિયમમાં મૂકવામાટે છે, વાણિયાશાહી લખાણ લખનારને માટે, અથવા ન ઉકલે હેવાં લખાણ લખવામાં પણ મુસદ્દીપણું માનનારા જેઓ જોડણીની તો પછી દરકાર જ ન રાખે ત્હેવાને માટે, નથી. ત્હેવા લોકો તો અંગ્રેજી ફારસીમાં પણ અશુદ્ધ જોડણિયો લખ્યે જાયછે. માટે શું ત્હેમનાં શિષ્ટ પુસ્તકોમાં ત્હેવી જોડણિયો માન્ય થાયછે કે શું ? આ વાત પણ વાંચનારે એકંદર આ બધા લખાણ વિશે ઠરાવ કરતાં ધ્યાનમાં રાખવાની છે; કેમકે આ ઉપર છેલ્લી કહેલી તકરાર યકાર શિવાય પણ, હકાર વગેરેને પણ, લાગુ પડવાની છે.

૭. રા. નવલરામે ૧૮૭૨ ના શાળાપત્રમાં બુકકમિટીના જોડણીના નિયમોના અર્થગ્રહણને અંતે જોડણીની પદ્ધતિ પરિપૂર્ણ કરવામાટે કેટલીક સૂચનાઓ આપી છે. ત્હેમાં હકાર સંબન્ધી સૂચના કરીછે તે વિશે ઉપર આપણે કહી ગયા. તેમ જ મહાપ્રાણિના દ્વિત્વ સંબન્ધી તથા અનુસ્વારના ઉચ્ચાર સંબન્ધી પણ સૂચના કરી વિષય સંપૂર્ણ કર્યો છે. એ સૂચનાઓ ઘણી ધ્યાનમાં લેવા લાયક છે. તે આજ પંદર વર્ષ થયાં એમ ને એમ તે ઉપર લક્ષ અપાયા વગર પડી રહીછે, ત્હેની જવાબદારી શાળાખાતાના અધિકારિયોને શિર છે. ગમે તેમ હો, પણ એ સ્થિતિ શોચનીય છે. ફરી એ તરફ લક્ષ ખેંચાય તથા આ સર્વ જોડણીનો વિષય ધ્યાનમાં લેવાય તો આનંદની વાત છે. એ કાર્ય થાઓ કે ન થાઓ પણ એ હેતુથી આ લખાણનો આરંભ કર્યો છે, તેથી એ સૂચનાઓ વિશે થોડુંક ત્હેનું પુનરુજ્જીવન કરી બોલવાનું ધારુંછું. તે પછી ત્હેવી જ બે ચાર સૂચનાઓ ઉમેરી આ લેખ પૂરો કરીશ.

મહાપ્રાણીનું દ્વિત્વ.—છઠ્ઠો, પથ્થર, વગેરે શબ્દોમાં બે મહાપ્રાણીનો સંયોગ રાખીને લખાય છે. વ્યાકરણના તથા ઉચ્ચારના તત્ત્વના નિયમ પ્રમાણે— છટ્ઠો, પત્થર, વગેરે લખવું જોઇયે. કેમકે બે મહાપ્રાણી સાથે આવતાં ત્હેમાંનો

પ્રથમ તે ત્હેને મળતો અલ્પપ્રાણ થાયછે. આ વિશે અભિપ્રાય નિશ્ચયાત્મક આપવો કઠણ છે. પરંતુ સંયુક્ત અક્ષર લખવો એતો નક્કી જ છે. આમ બોલવાનું કારણ એ જ કે 'ચિઠ્ઠી' ને બદલે 'ચીઠી', અને 'છઠ્ઠો,' 'પથ્થર',–ઇત્યાદિને બદલે 'છઠો', 'પથર', વગેરે જેવી પણ ચાલતા ઉચ્ચારને તથા વ્યુત્પત્તિને* વિરુદ્ધ જોડણી સાત ચોપડિયોમાં કહિં કહિં જોવામાં આવેછે. 'ચીઠી' માં તો જાણે ઠને લોપ કરી પૂર્વસ્વરનો દીર્ઘ કર્યો (જોકે તેમ ઉચ્ચાર ચાલતો ન હોય તો એ રૂપાન્તર કરવાનો હક કોઇને નથી, શાથી કે એ રીતે તો પ્રાકૃતાદિકના ઉત્સર્ગ ગમે તે શબ્દને ગમે તે રીતે લગાડી ગમે ત્હેવાં અનિષ્ટ રૂપ ય); એમ 'ચીઠી' માં હજી બંધ બેસાડાય. પણ 'છાઠો', 'પાથર', એમ તો લોપ કરીને પૂર્વસ્વર દીર્ઘ કરવો ઉપરના જ કારણથી ઉઘાડો જ અનિષ્ટ છે, એટલે તેમ તો ન કરતાં એકલો લોપ નિર્ભય ગણી કર્યો; એ વાજબી છે શું? ત્યારે સંયુક્ત ઉચ્ચાર ચાલતો હોય તો તે તો લખવો એ પ્રથમ સિદ્ધ ગણી, આગળ ચાલિયે.

રા. નવલરામે બંને મહાપ્રાણવાળી જોડણી અને પૂર્વનો અલ્પપ્રાણવાળી જોડણી, બંનેનું તોલન કર્યું જ છે. મહાપ્રાણનો અલ્પપ્રાણ કરવો એ કાંઇ સંસ્કૃત વ્યાકરણનો જ નિયમ છે એમ નહિં પણ સામાન્ય વ્યાકરણનો એક નિયમ છે, એટલે વાચેન્દ્રિયના સ્વભાવે કરીને જ તેમ થવું જોઇયે; અને તેમ જ બારીકીથી તપાસતાં 'પથ્થર', 'છઠ્ઠો', વગેરેનો ઉચ્ચાર જોઈશું તો, ટ્ઠ–ત્થ, જેવા જ ઉચ્ચાર માંહિં જણાશે. માટે–પત્થર, છટ્ઠો, વગેરે–એ વધારે શુદ્ધ એ તો ખરું જ. પરંતુ જ્યહાં સૂધી બોલવા પ્રમાણે લખવું એ નિયમ આમ જરાક તોડતાં, વાંચવામાં ભૂલ્ય પડે એમ નથી તો શામાટે પદ્ધતિ ફેરવવી? તેમ તે ફેરવ્યાથી લખવાનું જરા વસમું પડવાનું. ઠ્ઠ ને બદલે ટ્ઠ લખતે જરા કઠણ વધારે પડશે જ. આમ બંને પક્ષનું તોલન રા. નવલરામે કર્યું છે, અને જ્યહાં સૂધી નવો માર્ગ વધારે સારો સિદ્ધ નથી થયો ત્યહાં સૂધી જૂનાને જ વળગી રેહેવું હેવો હેમનો વિચાર છે.

આ વિશે એટલું જ કહેવાનું છે કે રા. નવલરામનો નિર્ણય ઘણો ધ્યાન

---

* સં. ષષ્ઠઃ–પ્રા. છટ્ઠો–ગુજ. છઠ્ઠો. સં. પ્રસ્તરઃ–પ્રા. પત્થરો–ગુજ. પથ્થર. આ ઉપરથી વ્યુત્પત્તિનું પણ અનુકૂલપણું જણાશે.

'પથરો'–હેમાં એક વ્યંજનનો લોપ થયોછે તે વસ્તુસિદ્ધ હોવાથી માન્ય જ કરવો જોઇયે.

આપવા જેવો છે. મહાપ્રાણી બંને કાયમ રાખવા એ ફક્ત પ્રાકૃતો પછીનો સંપ્રદાય હોવો જોઇયે એમ હું ધારુંછું. શાથી કે ચંડે તો જૂના પ્રાકૃત વિશે પોતાના પ્રાકૃતલક્ષણમાં નિયમો આપ્યાછે. પરંતુ હેમચન્દ્રના વ્યાકરણમાં તો છેક પાછળ થયેલી અપભ્રંશ નામની પ્રાકૃત ભાષા વિશે પણ નિયમો છે. અને તે બંને વૈયાકરણોએ સંયુક્ત અક્ષર જો બંને વર્ગના બીજા તથા ચોથા હોય તો પૂર્વનો અક્ષર યથાક્રમ વર્ગનો પ્રથમ તથા તીજો થાય એમ ઉત્સર્ગ આપેલો છે.*

આટલા વિચાર એક–પથ્થર, છઠ્ઠો, વગેરે–બંને મહાપ્રાણી રાખવાની વિરુદ્ધના પક્ષમાં જશે. પણ વાંચતાં અડચણ ન પડે તો આમ ઝીણો ફેરફાર કરવો એ અતિપાંડિત્ય છે એમ પણ વિચારવાનું છે. આ બાબત નિશ્ચયાત્મક ઠરાવ હું પણ હાલ કરી સકતો નથી. આ વાત, જો શાળાખાતું સમગ્ર જોડણીની વિશાળ પદ્ધતિ યોગ્ય કમિટી નીમી ત્હેની પાસે બંધાવી ત્હેની જોડણીયુક્ત કોશ રચાવે, તો તે વખત નિર્ણયમાટે મૂકી સકાય. પરંતુ તે ફળ થવું ન થવું તે કોને હાથ છે તે કહી સકાય નહિ. આ સ્થળે એટલું જ કહેવાનું છે કે સંધિના નિયમનો અનાદર કરીને પણ સરળતાને વધારે વજન આપી બંને મહાપ્રાણી કાયમ રાખવા તરફ મ્હારું વલણ વિશેષ છે.†

૮. અનુસ્વારના ઉચ્ચાર વિશેની સૂચના.—કાન્ત, કાંતવું; દાન્ત, દાંત; એમ જો જોડણી રાખે તો અડચણ નથી. પરંતુ અનુસ્વારનો તે પછીના અક્ષરનો સવર્ગીય અનુનાસિક ન કરતાં અનુસ્વાર જ રાખે, એટલે ધણીના અર્થમાં પણ 'કાંત' એમ લખવું ખોટું ન ગણાય તો વાંચતાં વખતે ભૂલ્ય થ-

---

* રા. નવલરામે હેમચંદ્રાદિક પંડિતોને બંને મહાપ્રાણીના લાભમાંની તકરારમાં પ્રમાણ તરીકે બતાવ્યા છે તે હું ધારુંછું ભ્રાંતિને લીધે થયું હશે. द्वितीयतुर्ययोरुपरिपूर्वः ॥ सिद्ध हेमचंद्र–૮–૨–૯૦. એ હેમચંદ્રનો ઉત્સર્ગ ઉઘાડો જ છે. અને वक्खाणं, वग्घो, उब्भं, तित्थं, क्कट्ठं, ઇત્યાદિ ઉદાહરણો પણ સ્પષ્ટ છે. તેમ જ ચંડનો પણ ૩–૨૬–ઉત્સર્ગ સ્પષ્ટ છે. માટે થ્થ, ઠ્ઠ, વગેરેના લાભમાંનું આ મ્હોટું પ્રમાણ હેમણે આપેલું બાદ કરવાનું છે.

† હાનું કારણ છે. 'બોલવું ત્હેવું લખવું' એ બીજનો આધારભૂત ઉદ્દેશ એ જ છે કે લખ્યું હોય ત્હેવું વાંચતાં બોલાતું હોય ત્હેવું બોલાય તો સારું; એટલે વાંચતાં ખોટા ઉચ્ચાર ન થવા જોઇયે. આ ઉદ્દેશને આધારે જોતાં 'છઠ્ઠો', 'પથ્થર', વગેરેમાં એ બીજને વાસ્તવિક હાનિ નથી પ્હોચતી. રા. નવલરામ કહેછે તેમ–ઠ્ઠ, થ્થ, લખશો તોપણ તે વાંચતે, ટ્ઠ, ત્થ,–જ બોલાશે.

વાનો ડર છે. કેમકે 'કાંત' (કાન્ત) હેમાં અને 'કાંતવું' હેમાં અનુસ્વારના ઉચ્ચાર જૂદા જૂદા છે એ અનુભવસિદ્ધ જ છે. પ્રથમના ઉદાહરણમાં શુદ્ધ સંસ્કૃત ઉચ્ચાર છે, ભરેલો ઉચ્ચાર છે; અને બીજા ઉદાહરણમાં પ્રાકૃત ઉચ્ચાર—પોચો—છે. હાવો સંદેહ પડવાનાં સ્થળ કિયાં છે તે જોઇયે. અનુસ્વારની પૂર્વનો સ્વર હ્રસ્વ હોયછે ત્હારે તો શુદ્ધ સંસ્કૃત—પૂર્ણ અનુસ્વારનો જ ઉચ્ચાર થાયછે. જેમકે—રંક, અંક, કંઠ, વ્યંજન, અંત. કંદ. મંદ, અંધ, બંધ, કંકોડું; નિંદા, કિંકર. ઇંજિન; કુંકુમ, દુંદુભિ, કુંડળ, કુંડ; ઇત્યાદિ. (હામાં—કુંપળ, કુંવર; હેવા અપવાદ પણ છે. કૂંપળ, હેવો ઉચ્ચાર થાયછે, અને કૂંપળ એમ દીર્ઘ ઊ બોલાતો લાગતો નથી). અને જ્હારે અનુસ્વારની પૂર્વનો સ્વર દીર્ઘ હોયછે ત્હારે કોઇવાર પૂર્ણ અને કોઇવાર અપૂર્ણ ઉચ્ચાર થાયછે. શુદ્ધ સંસ્કૃત એટલે તત્સમ શબ્દોમાં પૂર્ણ થાયછે; અને પ્રાકૃત અથવા દેશીમાં થઈને આવેલા—એટલે તદ્ભવ—શબ્દોમાં અપૂર્ણ અનુસ્વારનો ઉચ્ચાર થાયછે. ઉદાહરણઃ—
પૂર્ણ ઉચ્ચાર—કાંત. પદાંત, શાંત. એકાંત; ઇત્યાદિ.

(દીર્ઘ ઈ—ઊ—નાં ઉદાહરણ જવલ્લેજ હશે.)

નરેંદ્ર, કેંદ્ર; ઇત્યાદિ. ( ઓ નું ઉદાહાણ ભાગ્યેજ હશે. )

અપૂર્ણ ઉચ્ચાર.—રાંક, રાંકડો, આંક, આંકડો, કાંઠો, કાંડલો, * ભાંડ, ભાંડવું, ખાંડ, ખાંડવું, કાંદો, માંદો, આંધળો, બાંધો, બાંધવું; વાંચવું, આંચ, ખાંચ, ધાંચ, ધાંચી, પાંચ ; ખાંધ્ય, રાંધવું; હાંકવું, કાંપવું ; નીંદવું, પીંછું, રીંછ, વીંછી, ઈંધણાં, વીંધવું, દીંટવું, દીંટું, વીંટી, વીંટવું, છીંકવું. છીંક, હીંગ; ફૂંકવું, થૂંકવું, ફૂંક, થૂંક, પૂંખ,—પૂંઠય, પૂંછડું, રૂંધવું; ખેંચવું. વ્હેંચવું, ફેંકવું, રહેંટિયો, વ્હેંત્ય, સેંથી. સોંપવું ; ઇત્યાદિ.

ત્હારે આ બે ઉચ્ચાર જૂદા દર્શાવવા એ જરૂરનું છે. શાથી કે ભ્રાન્તિ થવાનો સંભવ છે. સંસ્કૃત પદ્ધતિ પ્રમાણે આગળ આવતા અક્ષરનો સવર્ગીય અનુનાસિક કરવો—એટલે-અઙ્ગ, વાઞ્છના, ખણ્ડન, નિન્દા, કાન્ત, કમ્પ, સામ્બ, ઇત્યાદિની પ્રમાણે લખવું,—એ રસ્તો એક છે ખરો. પરંતુ એ રીત્ય અતિપાંડિત્યની અને સંસાર વ્યવહારના રોજના કામમાં આવે હેવી નથી, એમ વાંધો રા. નવલરામે દર્શાવ્યોછે. હેમના લખાણના વખતમાં બે ત્રણ ગ્રંથકારો જ આ રીતે લખતા. હાલ ચૌદ પંદર

* ભાંડુ—ઉચ્ચાર ભાણ્ડુ—( સંસ્કૃત बन्धु ઉપરથી )—એ હાનો અપવાદ જણાયછે.

વરસમાં બહુ ફેર પડી ગયોછે. અને આ રીતે લખનાર ગ્રંથકારોની સંખ્યા વધી છે. એ વાત ખરી છે. પરંતુ-સઙ્ખ્યા, પઙ્ક્તિ, વગેરે સંયુક્તાક્ષરના શબ્દોમાં, તેમજ ઙ્ ઞ્ નાં ઉદાહરણોમાં, અને ણ્ માં પણ (ખણ્ડન), લખવાની સરલતામાં અડચણ પડેછે તથા શબ્દના ગુજરાતી લીપીમાં દેખાવમાં પણ તરેહવાર લાગેછે. તેમજ સંસ્કૃતભિન્ન પરભાષાના શબ્દોમાં-જેમ કે, ઇગ્લાંડ. હેમાં—કોઇપણ અનુનાસિક લખતું નથી. તેમજ વળી-અનુસ્વાર અને અનુનાસિક અનિયમિત રીતે સંસ્કૃતમાં પણ લખાયછે.-અંકઃ અથવા અઙ્કઃ, અને ગુજરાતીમાં હાલ એ ગ્રંથકારોમાં પણ એ બાબત અનિયમિતપણું જ છે. આ કારણોથી અનુનાસિકનો માર્ગ સર્વથા માન્ય કરાશે નહિં. ત્હારે અનુસ્વારને જ એરીતે જૂદો દર્શાવવો રહ્યો. અને તે ં અને ઁ—એટલે ફકત અનુસ્વાર તે પૂર્ણ દર્શાવવામાટે અને અર્ધ ચન્દ્ર યુકત અનુસ્વાર તે અપૂર્ણને માટે—એમ ચિહ્નથી દર્શાવાય તો સારું. આ ચિહ્ન અપૂર્વ નથી એમ રા. નવલરામે બતાવ્યું જ છે. જૂનાં ગુજરાતી પુસ્તકોમાં, તેમજ વ્રજ, હિંદી, ભાષામાં પણ અર્ધ ચન્દ્ર વાળું ચિહ્ન અપૂર્ણાનુસ્વારને માટે વપરાયલુંછે ને વપરાયછે. હેમચન્દ્રની પ્રાકૃતમાં પણ એ ચિહ્ન હતું એમ માનવાને કાંઇક આધાર છે. માટે-આઁધળા, બાઁધવું, પીઁછું, ફૂઁક,-ઇત્યાદિ લખવું એ ઠીક છે. પરંતુ હામાં પણ અભ્યાસ ન હોવાથી અર્ધચન્દ્ર લખતે અઘરૂં પડશે. પણ તે પેલા અનુનાસિક જેટલું નહિં. અને સંશયનાં સ્થળમાં તે ન હોય તો ભૂલ્ય થવાનો સંભવછે, માટે શિષ્ટ લખાણને માટે તો, એક નિયમ જોઇયે જ.

૯. હવે વિશેષ સૂચનાઓ મ્હારે ઉમરેવાની છે તે દર્શાવુંછું. તે વિના લખવાની પદ્ધતિ અપૂર્ણ રહેશે એમ હું ધારુંછું. અનુસ્વારના બે જૂદા ઉચ્ચાર માટે ઉપર પ્રમાણે ચિહ્ન વાપરવાં એમ કબૂલ કરીશું તો પછી-એ, ઓ, ના બબ્બે ઉચ્ચાર થાયછે; ચ, છ, જ, ઝ, ના બબ્બે ઉચ્ચાર થાયછે; ડ, ઢ, ના બબ્બે ઉચ્ચાર થાયછે; યકાર, વકાર, તથા હકારાના બબ્બે ઉચ્ચાર થાયછે, તે બધા માટે પણ જૂદાં જૂદાં ચિહ્ન વાપરવાં એ લેખનપદ્ધતિની પરિપૂર્ણતાને ખાતર યથાન્યાય જ છે. અને તેમ થવું જોઇયે એમ હું ધારુંછું. એ જૂદા જૂદા ઉચ્ચાર કાંઇ અનિયમિત રીતે થાયછે એમ નથી. અને તે જ કારણથી તે નિયમના પરિણામને લખવાની પદ્ધતિમાં ચિહ્ન વડે છાપ મારવી એ યોગ્ય છે. એ પ્રત્યેક ઉચ્ચાર ક્રિયા

નિયમાનુસાર થાય છે ત્હેમાંના એક બે વિશે ઉપર પાછલા લખાણમાં જરા અણુસારો કર્યોછે. પણ આ હેના પોતાના સ્થળે ક્રમવાર વિચાર કરી જોઇયે.

એ તથા ઓ ના બે ઉચ્ચાર.—* વેલ (લતા) અને વેર (દ્વેષ-અદાવત), એ બંનેમાં 'એ' સરખો નથી બોલાતો એ તો સહુ કોઇ કબૂલ કરશેજ. તે જ પ્રમાણે 'કોડ' (હોંસ-ઉત્સાહ) અને 'કોડી' હેમાં પણ 'ઓ' ના ઉચ્ચારમાં ફેર કબૂલ કરવો પડશે. વેલ, કોડ,—હેમાં શુદ્ધ સંસ્કૃત ઉચ્ચાર થાયછે, તે શુદ્ધ કંઠતાલુસ્થાની તથા કંઠૌષ્ઠસ્થાની,—જરાક સાંકડા,—છે. અને 'વેર,' 'કોડી,'—હેમાં કાંઇક ૫્હોળા, હિંદુસ્તાનની વ્રજ ભાષા વગેરે તરફ જતા, તાલુ અને ઓષ્ટનો અંશ ઓછો કરી કંઠનો અંશ વધારે રાખતા—ઉચ્ચાર થાયછે. હાને પ્રાકૃત એ-ઓ કહિયે. હાવાં ઉદાહરણ ઘણાંછે.

**સંસ્કૃત એ.**—વેલ, ખેલ, કેળ, બેડો, દેરાણી, છેડો, દેશ, એક; ઇત્યાદિ.

**પ્રાકૃત એ.**—વેર, મેલું, વેણ, નેણ, રેણ, છેલ, બેઠો, પેઠો, વ્હેલું, ૫્હેલું, સ્હેલું, બ્હેન, હેલી, વેંગણ, બોલે, આવે, છે; ઇત્યાદિ.

**સંસ્કૃત ઓ.**—બોર, પોરો, કહોળું, કોડ, કોઠી (દાણા ભરવાની), મોર (પક્ષી), ગોળો, ગોળ (વર્તુલ), ઓપ, બોકડો, રોઝ, ચોટલી, ડોળો, મોભ, ઝોળી, લોભ, શોભા; ઇત્યાદિ.

**પ્રાકૃત ઓ.**—મોર (આંબાનો), ગોળ (ખાવાનો ગળ્યો પદાર્થ), કોઠી (ઝાડ), ૫્હોર, ૫્હોળું, કોડી, ચોક, કોણ, આવ્યો, ચાલ્યો, બેઠો, પેઠો, આવો, નો (છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય); ઇત્યાદિ.

આમ ઘણાં ઉદાહરણ છે તો તે કોક નિયમને તાબે હોવાનો સંભવ છે. અને તે નિયમ આ છે.—

(૧.) પ્રાકૃતમાં અથવા દેશીમાં અથવા તે બેમાંથી કોઇમાંથી ગુજરાતીમાં આવતાં અધિક રૂપાન્તર પામી થયેલાં રૂપોમાં, જ્યહાં † अइ અથવા

---

* આ ઉચ્ચાર માટે કાંઇક ઇશારો રા. નવલરામે કર્યોછે. પણ ત્હેનો હક સાબિત કરવા સવિસ્તર લખવું જરૂરનું છે.

† 'ઘેરો'—(સં. गभीरः પ્રા. गहीरो-गह्ह-घईरो)—ત્હેમાં 'એ' નો ઉચ્ચાર સંસ્કૃત એ જેવો થાયછે, તેથી આ નિયમનો એ અપવાદ છે એમ કદી ભ્રાન્તિ થશે. પરંતુ જરા ઝીણું તપાસતાં જણાશે કે આ અપવાદ નથી. કેમ કે હામાં अ इ નથી પણ अ ई —ઈ હ્રસ્વ નથી પણ દીર્ઘ—છે. અને ઉપરનો ઉત્સર્ગ તો હ્રસ્વ ઇ વાળા અઇ ને લાગુ પડેછે. આ કૃત્રિમ ભેદ નથી. અઇ—હ્રસ્વ ઇવાળો હોય તો જ—

अय હોયછે ત્યહાં ગુજરાતી શબ્દ ત્હેનો બન્યો હોય તો તે अइ અથવા अय નો 'પ્રાકૃત એ', થાયછે; અને તેમજ अउ અથવા अव નો ત્હેવીજ સ્થિતિમાં 'પ્રાકૃત ઓ' થાયછે.

(૨.) પ્રાકૃતમાં જ 'એ' અથવા 'ઓ' થયેલો હોય-(અથવા દેશ્યમાં હોય)-અથવા સંસ્કૃતમાંનો જ હોય, અને તે ગુજરાતીમાં રૂપાન્તર પામ્યા વગર ગયો હોય, ત્યહાં સંસ્કૃત એ તથા સંસ્કૃત ઓ હેવા જ ઉચ્ચાર રહેછે.

ઉપરનાં ઉદાહરણમાંથી કેટલાંક તપાસ્યાથી આ સ્પષ્ટ થશે.

અઇ—

| | | |
|---|---|---|
| સં. वैरम्-પ્રા. वइरं- | (હામાં અઇ છે* માટે) | ગુજ.-વૅર; |
| સં. प्रविष्टः--પ્રા. पइट्ठो-( | ,, ,, ) | ગુજ.-પૅઠો; |
| દેશ્ય. मइलं | ,, ,, | ગુજ.-મેલું; |
| દેશ્ય. छइल्लो | ,, ,, | ગુજ.-છેલ; |
| દેશ્ય. वहिल्लं { વચમાં રૂપાન્તરમાં / व्हइल्लं } | ,, ,, | ગુજ.-વ્હેલું; |
| દેશ્ય. वइंगणं | ,, ,, | ગુજ.-વૅંગણ; |

* તેમ જ बोल्लइ, करइ, દેશ્ય તથા પ્રાકૃતમાં,-અને 'છઇ' વગેરે પાછળના પ્રાચીન ગુજરાતી વગેરેનાં રૂપમાં,-અઇ છે માટે,-બોલૅ, કરૅ, છૅ; વગેરે.

અય—

| | | |
|---|---|---|
| † સં. नयनम्-પ્રા. नयणं-(હામાં અય છે માટે) | | ગુજ.-નૅણ; |

---

અઇ-એમ ટુંકાઇને એ-એ`-થાય. કેમ કે ઈ દીર્ઘ હોય છે ત્યહાં ભાર ઈ ઉપર વિશેષ જવાથી તાલવ્યનું બળ ફાવેછે. અને અઇ (હ્રસ્વ) માં અ ઉપર ભાર રહી ઇ અપ્રધાન થાય છે એટલે કંઠય અંશ પ્રબલ થાયછે, માટે પ્હોળા ઉચ્ચારનો 'એ' થાયછે. દીર્ઘમાં ઈ ઉપર ભાર આવેછે તે घईरा હેનો બરોબર ઉચ્ચાર કરી જોવાથી તરત જણાશે. અને 'બ્હેરો'-बधिर,-बहिरो-ब्हइरो-હેની જોડે સરખાવવાથી સ્પષ્ટ ફરક જણાઈ આવશે.

* ભવિષ્ય કાળનું स्सइ (करिस्सइ) એ હામાં અપવાદ જણાયછે. કરશે-હેમાં સંસ્કૃત 'એ' જણાયછે-જો કે 'અઇ' એમ મૂળમાં છે તોપણ.

† હામાં 'નેર' એ અપવાદ છે. ચાંપાનેર-હેમાં-नगरं-नयरं-ઉપરથી 'નેર' છે. નૅર-એમ કોક જ બોલતું હશે.

સં. वचनम्–प्रा. वयणं ,, ,, ગુજ.–વૅણુ;

સં. रजनी–प्रा. रयणी ,, ,, ગુજ.–રૅણુ;

દે. अयालि–ગુજરાતીમાં આવતાં
अयली–हयली
થઈ ગયું હશે-હ્‌હેનું. ,, ,, ગુજ–હૅલી (નિરંતર વૃષ્ટિ.)

અઉ—

* સં. मुकुलम्–प्रा. मउलं–(હામાં અઉ છે માટે) ગુજ.–મૉર (આંબાનો);
(ગુજરાતીમાં આવતાં લ નો ર થયો.)—

સં. पृथुलम्–प्रा. पहुलं
{ ગુજરાતીમાં આવતાં વચમાં પ્‍હઉલં } ,, ગુજ.–પ્હૉળું;

દેશ્ય. चउक्कं ,, ગુજ.–ચૉક;

અવ—

સં. कपित्थम्–प्रा. कविट्ठं–{ ગુજ. માં આવતાં कवट्ठ થઈ } હામાં અવ છે માટે ગુજ.–કૉઠ;

સં. कपर्दी–प्रा. कवड्डी ,, ગુજ.–કૉડી;

સં. कः–प्रा. कवण ,, ગુજ.–કૉણુ;

તેમજ-એઠો, પેઠો, હ્‌હેનો, વગેરેનાં પ્રાચીન ગુજરાતી રૂપમાં,-બઇઠઉ, પઇઠઉ, તેહનઉ,–ટુંકામાં ઓકારાન્ત પુંલિગનાં રૂપ 'અઉ' થી થતાં–તેથીજ હાલ એ અંતના 'ઓ' નો † પ્રાકૃત ઓ (ઓ̆) ઉચ્ચાર થાય છે.

---

* હામાં 'નોળ' (नकुलः–नउलो–णउलो) એ અપવાદ જણાયછે. નૉળ–એમ કોઇ નહિં કહે. પણ ખરું જોતાં અપવાદ નથી. सिद्ध हेमचन्द्र ૮-૧-૮ ની વ્યાખ્યામાં કહ્યા પ્રમાણે પ્રાકૃતમાં વ્યંજન ઉડી જતાં રહેલા સ્વરનો પૂર્વ સ્વર સાથે સંધિ વિકલ્પે થાય છે. તે પ્રમાણે नोलो પણ થાય. એટલે ઑકારનું મૂળ રહ્યું જ નહિં. જેમ कदली નું कयली, केली એ હોવાથી—'કેળ' થયું છે તેમ.

† પ્રાકૃત 'એ,' પ્રાકૃત 'ઓ'–એ કલ્પિત નામ આપ્યાં છે તે ઉપરથી જૂનાં પ્રાકૃતમાં 'એ' 'ઓ' નો ઉચ્ચાર પ્હોળો હતો એમ ભ્રાન્તિ થવી ન જોઇયે. એ ઉચ્ચાર હાલ પાછળથી જ–અઇ–અઉ–જેવાં રૂપ વપરાતાં થયા પછી જ, થયેલો. પ્રાચીન ગુજરાતીમાં "અઉ"–"અઇ" વાળાં રૂપના ઉદાહરણ માટે परिशिष्ट (ख) જુઓ.

(૨.) પ્રાકૃતાદિકમાં જ એ-ઓ-હોયતો ગુજરાતીમાં સંસ્કૃત * એ-ઓ નો ઉચ્ચાર રહેછે, ત્હેનાં ઉદાહરણની વ્યુત્પત્તિ જોઇયે.

એ—

| | |
|---|---|
| સં. वल्ली.—પ્રા. वेल्ली | ગુજ.—વેલી, વેલ. |
| સં. कदली.—પ્રા. केली | ગુજ.—કેળ. |
| દેશ્ય. बेडो (=નાવ-હોડી) | ગુજ.—બેડો. |
| દેશ્ય. छेओ { (ड પ્રત્યય પ્રાકૃતમાં તેમ દેશ્યમાં પણ લાગવાથી छेडो) } | ગુજ.—છેડો. |
| સં. देश: | ગુજ.—દેશ. |
| સં. एक: | ગુજ.—એક. |

ઓ—

| | |
|---|---|
| સં. बदरम्.—પ્રા. बोरं | ગુજ.—બોર. |
| સં. पूतर:—પ્રા. पोरो | ગુજ.—પોરો (પૂરો). |
| સં. कूष्मांडम्—પ્રા. कोहलं | ગુજ.—કોહોળું. |
| સં. मयूर:—પ્રા. मोरो | ગુજ.—મોર. |
| સં. कोष्ठी—પ્રા. कोट्ठी. | ગુજ.—કોઠી (દાણા ભરવાની). |
| સં. गोल:—પ્રા. गोलो | ગુજ.—ગોળો, ગોળ. |
| દેશ્ય. कोड्डं | ગુજ.—કોડ (હોંસ). |
| દે. ओप्पा | ગુજ.—ઓપ (હીરા વગેરેની સાફ કરવાની ક્રિયા). |
| દે. बोक्कडो. | ગુજ.—બોકડો. |
| દે. रोज्झो. | ગુજ.—રોઝ. |
| દે. चोट्टी. | ગુજ.—ચોટલી. |
| દે. डोलो. | ગુજ.—ડોળો. |
| દે. मोब्भो | ગુજ.—મોભ. |
| દે. झोलिआ | ગુજ. ઝોળી. |

---

* સેજ—(शय्या—सेज्जा)—એ આ નિયમનો અપવાદ જણાયછે. પ્રાકૃતમાં જ 'એ' થયો છે, છતાં પ્હોળો ઉચ્ચાર થાય છે. તેમજ 'કોયલ' એ પણ અપવાદ જણાય છે. પ્રાકૃતમાં જ, (कोइला) ઓકાર છે છતાં પ્હોળો ઉચ્ચાર થાય છે.

સં. लोभ :                                   ગુજ.–લોભ.

સં. शोभा                                    ગુજ.–શોભા.

આ વ્યુત્પત્તિ ઉપરથી ઉપરના બે ઉત્સર્ગોનું ખરાપણું જણાઈ આવશે. અને એ બે ઉચ્ચારને જૂદા દેખાડવાનાં ચિહ્ન પૂર્વે વપરાતાં હતાં,* અને અર્ધચન્દ્રયુક્ત માત્રા ( ॅ ॉ ) અથવા ઉલટી માત્રા ( ´ ı´ ) કેટલાક હાલના ગ્રંથકારો લખે પણ છે. તો કોઇ પણ તરેહનું ચિહ્ન હેવું કરવું એ તો આ ઉપરથી જરૂરનું લાગશે. સંસ્કૃત એ, ઓ માટે કાંઇજ નહિં—કારણ કે તે અસલ સંસ્કૃત પ્રમાણે જ છે; અને પ્રાકૃત એ, ઓ માટે કાંઇક ચિહ્ન કલ્પવું જોઇયે.

ચ, છ, જ, ઝ, ના બબ્બે ઉચ્ચાર.—

આ વ્યંજનોના બે તરેહના ઉચ્ચાર છે. (૧.) સુરતી લોકો કરેછે હેવો–શુદ્ધ તાલવ્ય–જે ગુજરાતના મ્હોટા ભાગમાં પણ નિયમસર થાય છે જ. હેને સંસ્કૃત ઉચ્ચાર કહિયે. (૨.) ચરોતરના અથવા ગામડાના લોકો કરેછે ત્હેવો,—ચારો, છોકરો, જોર, ઝાડ, વગેરેમાં ગુજરાતનો મ્હોટો ભાગ કરેછે હેવો–કાંઇક દન્ત્યતાલવ્ય. હેને પ્રાકૃત ઉચ્ચાર કહિયે.

† શુદ્ધ તાલવ્ય માટે આ નિયમ જણાય છે:—

(૧.) तत्सम માં શુદ્ધ તાલવ્ય ઉચ્ચાર છે.—

---

* ગુજરાત શાળાપત્ર ૧૮૭૨–એપ્રિલ. પૃ. ૫૯-૬૦ જુવો. શાસ્ત્રી વ્રજલાલ પણ કહેછે કે—"અવળી માત્રાનું કારણ પ્રાચીન ગુર્જર વ્યાકરણમાં નથી, તેમ પ્રાકૃતમાં પણ નથી" (પ્રાકૃતમાં તો નજ હોય કેમ કે હેમાં એ ઉચ્ચારજ નથી)—"એક વહી વંચો મારવાડી ભાટ મળયો હતો ત્હેની પાસે મારવાડી ભાષાવાળો પૃથ્વીરાજનો રાસો હતો. ત્હેમાં આ પ્રમાણે લખેલું હતું:—मकरंदरा मकरांगरा ह्राय नित जुद्ध हमेश; પછી મ્હેં તે ભાટને પૂછ્યું ત્યહારે ત્હેણે કહ્યું કે હમારાં જેટલાં પુસ્તક છે ત્હેમાં એ અને ઍ, ઓ અને ઑ, એમ ઉચ્ચાર બદલાય છે ત્યહારે અવળી માત્રા લખાય છે. હવે આપણે પણ એ રીત્ય રાખવી હેવું મ્હારું મત છે."

† કક્કો ભણાવતી વખત—ચચ્ચો, છછ્છો, જજ્જો, ઝઝ્ઝો,–હેમાં ગામડી નિશાળના મ્હેતાજી લોકો પણ (ચરોતર ગુજરાત તળ વગેરેમાં પણ) સંસ્કૃત (સુરત તરફ જેવો) ઉચ્ચાર કરેછે કદી પણ પ્રાકૃત ઉચ્ચાર નથી કરતા, એ વાત ધ્યાન આપવા જેવી છે.

* ઉદા.—ઉચ્ચાર, વિચાર; વાઞ્છના, છત્ર; જન; ઝંઝાવાત; ઇત્યાદિ.

(૨.) तद्भव માં અથવા तद्भिन्न માં—

(क.) જ્યહારે ચકારાદિની જોડે ઇકાર અથવા એકાર (અથવા ઐકાર) આવેછે, ત્યહારે શુદ્ધ તાલવ્ય થાય છે.

ઉદા.—ચીલો, ચીકણું, ચેવટ, ચેલો, ચૈતર; છીંક, છેડો; જીતવું, જીવડું, જેટલું, જેમ; ઝીણું, ઝેર; ઇત્યાદિ.

(ख.) લઘુપ્રયત્ન યકાર જ્યહારે ચકારાદિ જોડે મળેલો હોય છે—અથવા પૂર્વે મળેલો હોઇ લુપ્ત થયેલો હોય છે—ત્યહારે શુદ્ધ તાલવ્ય ઉચ્ચાર થાય છે. તેમ જ ક્રિયાવગેરેનાં રૂપાન્તરો થતાં ઈકાર અથવા એકાર (ઍકાર નહિ) જ્યહારે મળેછે ત્યહારે પણ શુદ્ધ તાલવ્ય થાય છે.

ઉ.-વાંચવું (હેમાં દન્ત્યતાલવ્ય)-પણ આજ્ઞાર્થ દ્વિ.પુ.એ.વ. (હેમાં શુદ્ધતાલવ્ય)વાંચ્ય;

પૂછવું ,, ,, ,, પૂછ્ય;
તજવું ,, ,, ,, તજ્ય;
વીંઝવું ,, ,, ,, વીંઝ્ય;

અને–વાંચ્ય, પૂછ્ય, તજ્ય, વીંઝ્ય, હેને બદલે લઘૂચ્ચારણ યકાર ચકારાદિને શુદ્ધતાલવ્ય બનાવવાનું કામ કરીને ઉડી જાય છે એમ કહિયે તો વાંચ, પૂછ, તજ, વીંઝ, એમ કરવાને પણ અડચણ નથી. વાંચીને, પૂછીને, તજીને, વીંઝીને, વાંચેલું, પૂછેલું, તજેલું, વીંઝેલું, ઇત્યાદિમાં ઈકાર અને એકાર મળ્યાથી શુદ્ધતાલવ્ય થાય છે. પણ વાંચેછે,–ઇત્યાદિમાં ઍ છે માટે દન્ત્યતાલવ્ય જ.

આ શિવાયનાં સ્થળમાં દન્ત્યતાલવ્ય એટલે પ્રાકૃત ઉચ્ચાર થાય છે.

ઉદા.—ચરવું, ચારો, ચાદર, ચુકાવવું, ચૂનો, ચૂકવું, ચોર, ચોટલી, ચૌટું;

છકડો, છ, છલ્લ, છાનું, છારા, છાછર, છુટું, છૂટું, છોકરો, છોડ;

જખ, જણ, જાણવું, જાડું, જુઠું, જૂઠું, જાદું, જૂ, જોર, જોવું, જોખવું;

ઝટ, ઝગડો, ઝાડ, ઝાડી, ઝાઝું, ઝાંઝર, ઝુરવું, ઝૂઝવું,—ઝોળી; ઇત્યાદિ.

હામાં અપવાદ છે:—

(૧.) સંસ્કૃતમાંના यनो પ્રાકૃતાદિ દ્વારા અથવા સાક્ષાત ज થયો હોય તો સંસ્કૃત ઉચ્ચાર–એટલે શુદ્ધતાલવ્ય–થાયછે.

---

*** "વચન આપવું"–હામાં 'વચન' હેમાં દન્ત્યતાલવ્ય જણાય છે, તેથી એ એક અપવાદ જણાય છે.**

ઉદા.—જસ, જાત્રા, જાગ, જુગ, જગન, જોગ, જોજન; ઇત્યાદિ.

(જૂ, જવ, એ હાના વળી અપવાદ છે, એટલે પ્રાકૃત ઉચ્ચાર થાયછે.)

(૨.) સંસ્કૃતમાંના द्य નો અથવા र्य નો અથવા य्य નો પ્રાકૃતાદિદ્વારા અથવા સાક્ષાત્—ज થયો હોય તો સંસ્કૃત ઉચ્ચાર થાય છે.

ઉદા. જુગટું, જુગારી, જુગાર, (द्यूतकार:-जूअगारो);

કાજ (कार्य-कज्जं); સેજ (शय्या-सेज्जा).

(આજ, છાજ, છાજલી, ખીજવું, એ વળી હાના અપવાદ છે, એટલે પ્રાકૃત ઉચ્ચાર થાયછે.)

(૩.) સંસ્કૃતમાંના ध्य નો પ્રાકૃતાદિદ્વારા અથવા સાક્ષાત્ झ થયો હોય તો સંસ્કૃત ઉચ્ચાર થાયછે.

ઉદા.—સાંઝ (संध्या-संज्झा); માઝમ(मध्यमा-मज्झमा); "રૂપ અનુપમ કોમળ જાત્ય, કાળી અંધારી **માઝમ**રાત્ય." નંદબત્રીશી. પંક્તિ ૮૪. વંઝા ("કેળરહી કાક**વંઝા**"-નળાખ્યાન), (वंध्या-वंज्झा), વાંઝણી.

(૪.) તદ્ભિન્ન (ख.) એટલે ફારસી, અંગ્રેજી, વગેરે પરકીય ભાષામાંના શુદ્ધતાલવ્ય ઉચ્ચાર ત્હેવા જ ગુજરાતીમાં થાય છે. ઉદા.-ચોબદાર, જડજ, જાદુ, જંગલ; ઇત્યાદિ.

આ મુખ્ય અપવાદ છે પછી–ચકલું, ચકલી, ચગડોળ, ચાર, ચોવીસ, જમવું, જમણું, જગ, જગત, ઇત્યાદિ કેટલાક શબ્દોમાં શુદ્ધતાલવ્ય ઉચ્ચાર થાય છે તે વિશેષ અપવાદનાં કેટલાંકનાં કારણ જડશે* અને કેટલાકનાં કારણ (જૂદા જૂદા મનુષ્યની જૂદી જૂદી ટેવ શિવાય) જડશે નહિં.

પરંતુ આ નિયમના સ્વરૂપનો કાંઇંક આભાસ ઉપરના લખાણ ઉપરથી જણાશે. અને એ ઉપરથી બંને ઉચ્ચારનો ભેદ બતાવનાર ચિહ્ન કરવું ઇષ્ટ જણાશે હેવી આશા છે. શુદ્ધતાલવ્ય તે સંસ્કૃત ઉચ્ચાર છે ત્હેને માટે કાંઇ જ ચિહ્ન ન રાખવું, અને દન્ત્યતાલવ્ય માટે, ચકારાદિની નીચે ટપકું (ચ઼રવું,

* જેમ કે—જમવું-હેમાં સંસ્કૃત ઉચ્ચાર થવાનું કારણ-મૂળ પ્રાકૃત जिम् ધાતુમાંના ઇકારમાં રહ્યું છે. હેનો લઘૂચ્ચારણ ચ થઇ ઉડી જતાં (અ રાખીને)'જ'ને શુદ્ધતાલવ્ય કરતો ગયો એમ કહિયે તો ઉપરના ૨. (ख.) નિયમમાં જ આ શબ્દ આવી શકે.-તેમ જ-'જમણું' (દક્ષિણ)-તે દેશ્ય जेमणयं ઉપરથી છે તેથી जे માંના એકારને લીધે જનો ઉચ્ચાર શુદ્ધતાલવ્ય રહી ગયો છે તે જણાશે.

છૂટું, જોર, ઝાકું-એમ ) કરવું, અથવા હેવી કાંઇં યોજના કરવી જોઇયે એમ હું ધારુંછું.

ડ, ઢ ના બે ઉચ્ચાર.--

એક સાદો મૂર્ધન્ય અને બીજો પૂર્ણ મૂર્ધન્ય અથવા મૂર્ધન્યતર; એ વિશે હકારના સંબન્ધમાં (મોઢું-કાઢવું વગેરે વિશે) બોલતાં પ્રસંગવશાત્ સવિસ્તર કહ્યું જ છે. એટલે હેના નિયમ ફરી ઉપસ્થિત કરવાની જરૂર નથી. માત્ર ઢ નાં ઉદાહરણ ત્યહાં નથી આપ્યાં તે આપુંછું.

મૂર્ધન્ય (સાદો)-ઢોળવું, ઢાલ, ઢગલો, ઢગ, ઢોર, ઢંગ; ઇત્યાદિ.

(અહિ શબ્દને આરંભે ઢ છે માટે સાદો ઉચ્ચાર ).

મૂર્ધન્યતર—પઢવું, વઢવું, ચઢવું, કાઢવું, કઢવું, કઢી, ગઢ; ઇત્યાદિ.

(અહિં શબ્દના આરંભ શિવાયને સ્થળે ઢ છે માટે મૂર્ધન્યતર). અપવાદ—

(૧.) પરભાષાના શબ્દ.

(૨.) ળ, ણ, ઢ જેવા મૂર્ધન્ય પાસે આવવાથી, સાદો મૂર્ધન્ય ;—લઢણ, ઢઢોળવું; કઢાણું, ચીઢાણી; ઇત્યાદિ.

(૩.) સંયુક્ત ઢ—

ઢઢ્ઢો; ષણ્ઢ, (ઢકાર પૂર્વે પૂર્ણ ઉચ્ચારનો અનુસ્વાર આવે તો સાદો મૂર્ધન્ય થાય છે એમ ગણિયે તો ષંઢ એ જુદો અપવાદ મુકાય ).

ત્યહારે હાને માટે પણ ચિહ્ન થાય તો સારું એમ હું ધારુંછું. ખરું છે કે ગુજરાતીઓને પોતાને તો ચિહ્ન વિના કાંઇં અડચણ નથી પડતી, પણ એ કારણ બસ નથી. કોઇ પણ પરભાષાનો માણુસ પણ—લીપી જાણતો હોય તો—લખાણ ઉપરથી શુદ્ધ વાંચી સકે તો ઉત્તમ લેખનપદ્ધતિ કહેવાય એ ઉદ્દેશથી આ સૂચનાઓ તથા આગળની સૂચનાઓ પણ છે. કાંઇંક ઉમેરેલું ચિહ્ન જોઈને જ તે ચિહ્નનો અર્થ તે પરદેશી સ્વાભાવિક રીતે પૂછશે જ, નહિં તો બધું એક જ અસ્ત્રે મૂડશે હેમાં હેનો વાંક નહિં, પણ લેખનપદ્ધતિની ખામી.

લઘૂચ્ચારણ યકાર—

આ વિશે પુષ્કળ કહી ચૂકયોછું. માત્ર તે ઉપરથી એટલું સિદ્ધ થાય કે લઘૂચ્ચારણ તથા ગુરૂચ્ચારણ યકારનો ભેદ બતાવનાર ચિહ્ન જોઇયે તો એ કહ્યું બસ છે. ગુરૂચ્ચારણ માટે કાંઇં ચિહ્ન ન રાખવું અને લઘૂચ્ચારણ

નીચે ટપકું (આવ્યો, કર્યું, આંખ્ય-એમ) કરવું, અથવા હેવી કાંઇ યોજના કરવી જોઇયે એમ હું ધારુંછું.

લઘૂચ્ચારણ વકાર—

ત્હેવો જ લઘૂચ્ચારણ વકાર પણ છે. પરંતુ તે વિરલ ઠેકાણે આવે છે, ધાઓ, થાઓ, ખાઓ, જાઓ, ઇત્યાદિ રૂપમાં 'ઓ' જ્યહારે ટુંકાવી દેવામાં આવે છે ત્યહારે ત્હેનો લઘૂચ્ચારણ વ થાય છે.

ઉદાહરણઃ—"રે તાત! ધાવ્ રડિ ત્રાસિ તું વારવારે."

"કલ્યાણ થાવ્ સુત સંગથિ ભૂપકેરું."

"શસ્ત્રાગ્નિ ક્ષત્રિય તણો શમિ જાવ્ આજે." *

(રા. મણિલાલ દ્વિવેદીનું ઉત્તરરામચરિત.)

આ લઘૂચ્ચારણ વ ને માટે પણ નીચે ટપકું અથવા હેવું કાંઇ ચિહ્ન બતાવવું ઇષ્ટ છે.

હકારના બે ઉચ્ચાર—

હાની સ્હેજ સૂચના ઉપર હકારના સ્થળના સંબન્ધમાં કરી છે.

(૧.) ગુરૂચ્ચારણ.—સંસ્કૃત ઉચ્ચાર.—

વહન, દહન, દેહ, હકીમ, છેહ, ઇત્યાદિ સંસ્કૃત સમ તથા ફારસી અંગ્રેજી શબ્દોમાં તથા કેટલાક ચોખ્ખા ગુજરાતી શબ્દોમાં છે ત્હેવો.

(હામાં કેટલાક ફારસી વગેરે શબ્દોનો લઘૂચ્ચારણ હ ગુજરાતીમાં થઈ ગયો છે ખરો.)

(૨.) લઘૂચ્ચારણ-પ્રાકૃત ઉચ્ચાર—

હમે, હમારું, બ્હેન, ત્હમે, હમણાં, હવે, હરખાવું, હા; ઇત્યાદિમાં છે ત્હેવો.

પ્રથમનો જોરભેર છાતીમાંથી છેક થાયછે. બીજો પોચો ગળામાં જ થોડા જોરથી થાય છે.

ગુજરાતીમાં ઘણો ભાગ લઘૂચ્ચારણ હનો હશે તેથી ત્હેનું ચિહ્ન ન રાખતાં માત્ર ગુરૂચ્ચારણનું રાખવું વધારે સરલ પડશે. અને સરલતા આગળ સંસ્કૃત માતાની ભક્તિ જરા છોડીશું તો કાંઇ અપરાધ નહિં થાય. માટે ગુરૂચ્ચારણ નીચે ટપકું અથવા હેવું કાંઇ નિશાન કરવું યોગ્ય છે.

---

* રા. મણિલાલે તો આ સ્થળોમાં 'વ' ને ઠેકાણે 'ઓ' રાખ્યોછે, પરંતુ એ પદ્યમાં એ ગુરુનું સ્થળ જ નથી—ત્યહાં 'ઓ' ટુંકાઈ જઈને લઘૂચ્ચારણ 'વ' જ થાયછે.

આમ ઘડિયે ઘડિયે નવી નિશાનિયો તે કેટલી કરતા જઈશું? આજ આટલા ઉચ્ચારમાં ફેરફાર થયો તો વળી કાલ્ય બીજા વધશે. તો હેનો ક્યહાં તાગ આવવાનો હતો? આમ વખતે કોઇ કહેશે. પણ તે માટે એટલું જ કહેવાનું કે શામાટે નવી નિશાનિયો ના કરવી? એમ થાકી જવું શામાટે જોઇયે? જેમ રાજ્યકારભારીને નવી નવી સ્થિતિયોમાં નવી નવી યોજનાઓ કરતાં થાકવાનું નથી,—જેમ સામાજિક સુધારામાં મચનારને નવી નવી અડચણોમાં નવી નવી તદબીરો કરતે ગભરાવાનું નથી,—જેમ રાજયોને નવીનવી ભૂમિ સંપાદન કરતાં "આપણે તે કેટલે કેટલે ઠેકાણે વાવટો ચઢાવીશું, અને ક્યહાં ક્યહાં રક્ષક મૂકીશું?" કરીને નિરુત્સાહ થવાનું નથી,—જેમ ધર્મશાસ્ત્ર રચનારાઓ નવી નવી કાલપરિવૃત્તિમાં નવી નવી સ્મૃતિ કરતે થાક્યા નથી,–અને જેમ નવા નવા સામાજિક વગેરે ફેરફાર થતાં નવા નવા કાયદા કરતાં કાયદા રચનાર પરિષદને ગભરાવાનું નથી;–તેમજ ભાષાના નિયમ શોધનારાઓએ પણ ભાષાની બદલાતી જતી ઘટનામાં ત્હેને અનુકૂળ નિયમબંધન વગેરે પ્રયત્ન કરતાં થાકી જવું ન જોઇયે. શાસ્ત્રનું સ્વરૂપ જ એ છે કે પોતાના લક્ષ્યને અનુસરીને પોતાની રચના વખતે વખતે ફેરવતા જવું. આમ બ્હીવું એ તો કાયરપણાનું જ કામ છે.

તેમ, જોવા જઇયે તો, એટલું બ્હીવાનું કારણ પણ નથી. હાલ ઉપર દર્શાવેલી બાબતોનો તથા ત્હેવી જ બીજી બાબતો બીજા ગૃહસ્થોને જડી આવે ત્હેનો, કાંઇંક નિયમના સ્વરૂપમાં ચુકાદો થાય, તો આગળ ઉપર વધારે ચિહ્નો વગેરે યોજનાઓ કરવાનો પ્રસંગ ભાગ્યે જ આવશે, એમ હું માનુંછું. હાલના સમામાં ગુર્જર ભાષાનો ઓઘ જૂદી જ દિશામાં વ્હેવા માંડયોછે. અક્કેક શબ્દના અંદરના સ્વરૂપમાં ફેરફાર થવાનો કાલવિશેષ વીતી ગયો છે. અને હાલ તો નવા શબ્દો જ–નવી ભાષાના, નવા વિચાર દર્શાવવામાટે અથવા એક વિચાર અનેક પ્રકારે દર્શાવવામાટે સંસ્કૃતમાંથી નવા બનેલા શબ્દો–દાખલ કરવા, વાક્યરચનાની બાબતમાં નવા નવા ફેરફાર કરવા, વગેરે હેવી હેવી બ્હારયની જ પરિવૃત્તિમાં આપણી ભાષાનો પ્રવાહ ચાલે છે. અને કેટલા કાળ સૂધી એજ દિશામાં ચાલ્યા કરશે તે કદી નહિં કહેવાય, તોપણ હાલ થોડા જમાના સૂધી તો દિશા બદલાવાનાં ચિહ્ન જણાતાં નથી. બોલવું ત્હેવું લખવું અને લખવું ત્હેવું બોલવું–એ નિયમને અસ્ખલિત રીતે પાળનારી સંસ્કૃત ભાષા તો એક જ છે. કાળના બળે એ નિયમને પ્રાકૃત ભાષાઓ કાંઇંક,

અને પ્રાચીન ગુજરાતી તથા ગુજરાતી વગેરે વિશેષ, બદલતી ગઈ છે. ત્હેને માટે શોક કરવાને બદલે, જેમ બને તેમ ત્હેને યોગ્ય બંધનમાં આણવાને ઉપાયો યોજવા એ શું ખોટું છે? હું ધારુંછું એ તો ઉલટું ડહાપણનું અને દૂરદર્શીપણાનું કામ છે.

આ ટીકા ઉપરના લખાણમાં સૂચવેલી બધી બાબતોને યથાસ્થિત રીતે લાગૂ પડી સકેછે. અને આ સ્થળે એટલું કહેવાનું છે કે આ નિયમો કરવાની સૂચનાનો પ્રયત્ન મ્હારો કાંઇ અપૂર્વ છે એમ નથી. આજથી પંદર સોળ વરસ ઉપર બુક કમિટિયે કાંઇક પ્રયત્ન કર્યો અને પ્રથમ પગલાના ગમે ત્હેવા પણ નિયમ કર્યા. તે જ અરસામાં તે નિયમોનું અયથાર્થપણું દર્શાવતાં રા. નવલરામે પણ ચર્ચા સબળ રીતે કરીને કેટલીક સૂચના (નિષ્ફળ–એટલી દિલગિરીની વાત છે, પણ) કરી. અને તે પછી આજ પંદર સોળ વર્ષે બધી સ્થિતિનું પશ્ચાદવલોકન કરીને નિયમોની જરૂર બતાવવા આ ચર્ચા કરી. ત્હેનું ફળ કદી નહિ થાય. તો પણ આટલી સૂચના કરવાનું કર્તવ્ય મ્હેં બજાવ્યું એટલો સંતોષ માનીને બેશી રહેવાનું થશે તો પણ બસ છે. પરંતુ વધારે આશા આપણે રાખીશું તો પણ શું?

ખેર. ઇનસાફને ખાતર કહેવું જોઇયે કે બુક કમિટીના કેટલાક નિયમ તો ઘણા વિચાર અને ડહાપણથી ઘડાયલા જણાય છે. સકાર પછી ઇકાર આવતાં શકાર થાય *(ડોસો-ડોશી, વગેરે) તે, તેમજ ઈકારાન્ત શબ્દ પછી ઓ વગેરે પ્રત્યય આવતાં યકાર થાય † (નદિયો, લખિયે. નદિયે, વગેરે) તે; તેમજ ઉકારાન્ત ઉંકારાન્તનો ભેદ, તે સર્વે દર્શાવનાર નિયમ વગેરે કેટલાક

---

* આ જ નિયમ પ્રમાણે, બેસવું, પેસવું, હસવું, ઇત્યાદિના 'સ'નો 'બેશીને,' 'પેશીને,' 'હશીને,' ઇત્યાદિમાં શકાર થાય, (ને તેમ બોલાય પણ છે જ.) છતાં, સાત ચોપડિયોમાં બેસીને, પેસીને, હસીને, ઇત્યાદિ જેવા પ્રયોગ કેમ છે તે સમજાતું નથી. આ વિશે શકારના સ્થળમાં 'શંકવું' થી ઉલટું ઉદાહરણ ગણી ચર્ચા થાય. પરંતુ આ વ્યાકરણનાં રૂપાન્તરનો વિશેષ વિષય છે. તથાપિ વ્યુત્પત્તિને અનુસરીને લખવું ત્હેના પેટામાં વ્યાકરણના નિયમથી થતા ફેરફારને અનુસરીને લખવું એમ ગણિયે તો આ ચર્ચાના વિષયમાં એ પણ આવી સકે. અને વ્યાકરણના નિયમ તે તો બોલાતું હોય ત્હેને અનુસરીને જ બને તે જોતાં, 'બોલવું તેમ લખવું' એ બીજમાં પણ હાનો સમાવેશ થાય. તેથી આટલી ટીપ અહિં અનુચિત નથી.

† આ ઉપર રા. નવલરામની ટીકા વાંચવા લાયક છે.

કાઢી નાંખવા જેવા નથી. એ કરતાં વધારે અક્ષર(વયડી)ના શબ્દોમાં ઉકાર પછીનો સ્વર દીર્ઘ હોય તો ઉ હ્રસ્વ, અને હ્રસ્વ હોય તો ઊ દીર્ઘ જોઇયે એમ નિયમ આપ્યો છે તે જરા સંશયગ્રસ્ત છે. ફુટડો, કુતરો, મુખડું, રુખડું, જુગલ, ઇત્યાદિ અનેક શબ્દો હાની વિરુદ્ધ આવી હારબંધ ઊભા ર્‌હેશે. તેમ જ, સમાસમાં અથવા પ્રત્યય આવતાં અથવા તે શિવાય પણ, એ અક્ષર(વયડી)ના શબ્દોમાં પ્રથમ ઉકાર દીર્ઘ ર્‌હેવાનો નિયમ પણ, કાંઇક વિચારીને કબૂલ કરવાનો છે. ખરું જોતાં વ્યુત્પત્તિ ઉપર ઘણો ભાગ આધાર ર્‌હેછે. અને તે વ્યુત્પત્તિ ભૂલી જવાથી આ નિયમના ઉદાહરણમાં 'સૂવાળો' એ જાણે સૂ+વાળો (પ્રત્યય) હોય નહિં એમ બતાવી જરા આશ્ચર્યકારક ખેલ કર્યો છે. સૂ એટલે શું? सुकुमार;–सौमालो–सुंवालो (अपभ्रंश) ગુજ–સુંવાળો. આ વ્યુત્પત્તિ ઉપરથી સ્પષ્ટ જણાશે. અને એ સોળ વર્ષ ઉપરના નિયમને આપણે નિંદવા નથી, પરંતુ ત્હેમની પણ મદદ લઈ એક પદ્ધતિ થવી જોઇયે તે દર્શાવવું છે, માટે એ વિશે આડા ઉતરવું યોગ્ય નથી.

ત્યહારે ઉપરની સર્વે ચર્ચાનો ઉપસંહાર કરીને શું નિષ્પન્ન થયું તે જોઇયે.–

(૧.) સકવું, સુણવું, પોસાય, વગેરે પ્રાકૃતદ્વારા આવેલા શબ્દોમાં **બોલાતો** સકાર સપ્રમાણ છે અને સંસ્કૃત શકાર ઉપર કુદીને બેસવું એ ગુજરાતી શબ્દોના ત્રિવિધ સ્વરૂપનો અનાદર અથવા વૃથાપાંડિત્ય દર્શાવે છે.

(૨.) ગુજરાતીમાં तद्भव શબ્દોમાં અનાદિ અસંયુક્ત લકારનો થયેલો ળકાર રાખવો જોઇયે. ત્હેનો કાલો લકાર કરવો નહિં.

(૩.) બ્હેન, ન્હાનું, હમે, બ્હેરો, ઇત્યાદિ અનેક શબ્દોમાં **બોલાતો** હકાર વ્યુત્પત્ત્યનુસાર છે, અને ત્હેનું સ્થળ શબ્દના આરંભ તરફ છે; એટલે વ્યંજનાદિમાં આદિવ્યંજન પછી, અને સ્વરાદિમાં આરંભે જ.

(૪.) કાઢવું, પઢવું, કઢવું, વગેરે વ્યુત્પત્તિમાંથી જ ઢ લઈ આવેલા શબ્દોમાં ઢ કાયમ રાખવો. ત્હેનો ડ્ હ્ ચીરી, કેહાડવું, પ્હડવું, કહડવું, વગેરે કરવું નહિં. પરંતુ વ્યુત્પત્તિમાં ડ્ હ્ જૂદા જ આવ્યા હોય તો તે ભેળી ઢ પણ ન કરવો. મ્હેડું લ્હાડું, (મોઢું, લોઢું, નહિં).

(૫.) ર, ડ, ળ, અને (કદી) લ–તેમજ ઈ નો અમુક નિયમસર ય થાય છે અને બોલાય છે (દોયડું, ખાંયણી, દયણું, શેયડી, બાયડી, ઇત્યાદિ), તે લખવામાં વાપરવો.

(૬.) લઘૂચ્ચારણ યકાર બોલાય છે, પણ (આવ્ય, આંખ્ય, ઇત્યાદિ સ્થળોમાં) લખતા નથી, તે લખવો જોઇયે; કારણ તે કાંઇ ઘોલ્લાઇયો નથી પણ વારસાના હકે આવીને બેઠો છે.

(૭.) * છક્કો, પથ્થર, ઇત્યાદિમાં મહાપ્રાણીનું દ્વિત્વ થઈ પ્રથમનો અલ્પપ્રાણ ન કરતાં મહાપ્રાણ જ રાખવો વધારે અનુકૂળ છે.

(૮.) ગુજરાતીમાં—

(क.) અનુસ્વારના બે ઉચ્ચાર છે; સંસ્કૃત–ઉદા. વંદન, શાંત, ઇત્યાદિ. બીજો પ્રાકૃત–ઉદા. આઁધળો, વાઁછી, ઇઁધવું, ખેઁચવું, સોઁપવું. ઇત્યાદિ.

(ख.) એ–ઓ ના બબ્બે ઉચ્ચાર છે.

૧. સંસ્કૃત–ઉદા. વેલ, બોર.

૨. પ્રાકૃત–ઉદા. છેલ, કોડી.

(ग.) ચ, છ, જ, ઝ, ના બબ્બે ઉચ્ચાર છે. સંસ્કૃત, સુરત તરફ જેવો, શુદ્ધતાલવ્ય. અને પ્રાકૃત–ચરોતર તરફ જેવો, દન્ત્યતાલવ્ય.

(घ.) ડ–ઢ ના બે ઉચ્ચાર છે. સાદો મૂર્ધન્ય, અને મૂર્ધન્યતર.

(ङ.) યકારના બે ઉચ્ચાર છે.–લઘૂચ્ચારણ અને ગુરૂચ્ચારણ.

---

* આ ઠરાવ કબૂલ રાખવામાં ઉપર કહેલાં જોડણીનાં બંને બીજનો અનાદર કર્યા જેવું છે. ત્હેનું કારણ જણાવ્યું જ છે કે આમ લખવા છતાં પણ વાંચવામાં અડચણ પડે હેવું થવાનું નથી. ત્હારે લખવાની સરલતાને સર્વથી માન આપવાની અડચણ નથી. સરલતા એ ત્રીજું બીજ મુખ્ય બનાવીને મૂકયું નથી. કેમકે, આ એક જ અપવાદ કરવો પડયો છે; અને સરલતાને છૂટય આપવા જતાં વાંચવામાં ખોટું પડે હેવી જોડણીને પણ (ઉદા. બૈન, મોટો, ઇત્યાદિ) કોઇ લાભ આપી દે. પછી તો હ્રસ્વ જિ કરતાં જી દીર્ઘ લખવી સ્હેલી છે કરીને હ્રસ્વ જિને પણ દાખલ ન કરવા દે. પરંતુ લખવાની સરલતા કરતાં વાંચવાની સરલતા વધારે કીમતી છે. પથ્થર વગેરેમાં તો વાંચવાની સરલતાને મ્હોટો ધોકો નથી પ્હોચતો માટે જ લખવાની સરલતાને આદર આપ્યો છે.

ખરું જોતાં હામાં બંને બીજનો અનાદર થાય છે એમ નથી એ ઉપર આ વિષયના લખાણમાં એક ટીપમાં "બોલવું ત્હેવું લખવું" એ બીજનો ઉદ્દેશ બતાવીને દેખાડી આપ્યું જ છે.

(च.) વકારના બે ઉચ્ચાર છે,-ગુરૂચ્ચારણ અને લઘૂચ્ચારણ.

(છ.) હકારના બે ઉચ્ચાર છે,-લઘૂચ્ચારણ અને ગુરૂચ્ચારણ.

અને આ બધા બબ્બે ઉચ્ચાર સનિયમ છે તેથી ત્હેમનો હક કોઇ ચિહ્નનો બિલ્લો આપી દૃઢ કરી આપવો જોઇયે.*

અને આ બધી ભલામણ્યો જોડણીનાં બે જ પરંતુ અગત્યનાં બીજ ઉપર અવલંબીને રહીછે. તે બીજ:—

(૧.) ચાલતો ઉચ્ચાર અનુસરવો, અને

(૨.) વ્યુત્પત્તિને નિયમાનુસાર-(૧.) બીજને બાધ ન આવતાં—અનુસરવી.

હામાં વ્યુત્પત્તિજ્ઞાનની ઘણી જરૂરનો બાધ કોઇ આણશે. ખરું છે. પરંતુ ઉપર મ્હેં સૂચવ્યું જ છે કે જનસમુદાયની અદ્‌ભુત પ્રેરણા ઘણું કરીને વ્યુત્પત્તિનાં તત્ત્વની વિરુદ્ધ ગતિ કરતી જ નથી. તેથી જનમંડળમાં ઘણા બોલે તે ઉપર લક્ષ રાખી લખવાનો અભ્યાસ રાખે તો પણ બસ છે. હેમાં ભૂલ્ય ક્વચિત્ જ થશે. અને થોડી ચૂક થવાનો સંભવ હોય તે રસ્તે જ ચાલવું સારું છે. તેમ વખત જતાં વ્યુત્પત્તિજ્ઞાન વધતું જાયછે અને જશે. તેમ જ તે કામની ખોટય પૂરી પાડવામાટે, આ મ્હારા થોડા અભ્યાસનું ફળ નિવેદન કરતાં, મ્હારી એજ ભલામણ્ય છે કે કોઇ પણ પ્રકારે-પછી પંડિત વર્ગ તરફથી અથવા-ઉત્તમ રીતે તો-શાળાખાતા તરફથી યોગ્ય કમિટી નીમાઇને-પ્રથમ ઉપર દર્શાવેલી દિશાએ (તેજ એમ નથી કહેતો) સમગ્ર મ્હોટા ધોરણ ઉપર નિયમપદ્ધતિ રચાઈને, એક ઉત્તમ કોશ તે પદ્ધતિને અનુસરતી જોડણીવાળો રચાવો જોઇયે.

૧૮૮૮. **નરસિંહરાવ ભોળાનાથ.**

---

* ફ, ઝ, હેના બબ્બે ઉચ્ચાર અંગ્રેજી ફારસી શબ્દો પેસવાથી થયેલા ત્હેને વિશે અહિં કાંઇ ભલામણ્ય જાણીને જ નથી કરી. રા. નવલરામના કહેવા પ્રમાણે ખરૂં છે કે પરભાષાના ઉચ્ચાર આપણે દાખલ કરવાને કેટલે દરજ્જે બંધાયલા છિયે તે વાદગ્રસ્ત વાત છે.

# परिशिष्ट क.

## ( પૃષ્ઠ ૧૬ ની ટીપ જુઓ. )

હકાર વિશેની ચર્ચા મૂળ લખાણમાં નિરવશેષ થઈ સકી જ નથી. માત્ર દિક્પ્રદર્શન થયું છે. તેથી હકારનાં બીજાં સ્થળો ભાષામાં આવેછે તે અહિં જણાવવાં યોગ્ય છે.

જે, તે, એ, આ,—આ બધાં સર્વનામ પ્રથમામાં તથા પંચમીમાં તો હકારરહિત બોલાયછે. પરંતુ તે શિવાયની વિભક્તિયોમાં હમેશાં હકાર-મિશ્ર હોય છે એ અનુભવસિદ્ધ છે. જે'ને, ત્હેને, હેને, હાને; જે'ણે, ત્હેણે' હેણે, હાણે; જે'નું, ત્હેનું, હેનું, હાનું; જે'માં, ત્હેમાં, હેમાં, હામાં;—એમ લખિયે ને હકાર લઘુપ્રયત્ન ગણિયે ને જે ઉચ્ચાર થાય ત્હેવો ઉચ્ચાર નિઃસંશય થાય છે.

તેમજ સાદૃશ્યાર્થ પ્રત્યય 'અવું' લાગતાં પણ,—જે'વું, ત્હેવું, હેવું, હાવું;—એમ હકારમિશ્ર રૂપ હોય ત્હેવા ઉચ્ચાર થાય છે,—એ પણ અનુભવમાં જણાયછે જ.

આ હકાર શું લખવામાં ના દર્શાવવો? કાંઇ કારણ? લખવાની માથા-કૂટથી કંટાળો તથા પડેલો ચીલો કાપવાનું આળસ, એ શિવાય બીજું કારણ જણાતું નથી. હકારસહિત લખતાં વિચિત્ર, કદ્રૂપાં, પાંડિત્યદંભી, રૂપ થાયછે એમ બાધ આણુનારાઓની તકરારનું મૂળ તપાસતાં આ જ કારણ ગર્ભિત જણાશે. બોલવું તેમ લખવું એ નિયમ પાળવાથી જો પાંડિત્યદંભ થતો હોય તો પછી પાંડિત્યદંભ એ શબ્દનો અર્થ નવો કરવો પડશે. અને જોડણીનાં બે બીજ જે કહ્યાં છે ત્હેનો કાંઇક આધાર મળશે તો હકાર રાખવાના પક્ષને જ મળશે. બોલાય છે તો ખરો જ એ તો કોઇથી પણ ના કહેવાવાની નથી. એટલે 'બોલવું તેમ લખવું' એ બીજનો તો ટેકો છે જ. 'વ્યુત્પત્તિ'—એ બીજું બીજ રહ્યું. તે પણ હામાં કાંઇક મદદ કરશે. કાંઇક એમ કહેવાનું કારણ એ કે આ જાતના શબ્દો હાલની સ્થિતિમાં આવતાં એટલા ફેરફાર પામી ગયા છે કે કોક કોક સ્થળે હેમચન્દ્રના વખતના

રૂપથી પણ છેટું ઘણું પડ્યું છે, (જો કે કોઇ સ્થળોમાં તો તદ્દત્ જ રૂપ રહેલાં પણ છે). હાલ પણ કવિતામાં જરૂર પડગે સંપૂર્ણ છૂટથી, જેહને, જેહણે, જેહનું, જેહમાં, ઇત્યાદિ હકાર વેગળો રાખીને રૂપ વપરાય છે જ. તે ઉપરથી જણાશે કે હકાર ક્યહાંથી આવ્યો. જેહથી, તેહથી, એહથી;–એમ પણ હાલ કવિતામાં વપરાયછે, ત્યહારે પંચમીમાં– જે'થી, ત્હેથી, હેથી–એમ કેમ નથી લખતા? એમ કોઇ તકરાર કાઢશે. ત્હેનો ઉત્તર સ્પષ્ટ છે. જેહ, તેહ, એહ;–એમ પણ કવિતામાં રૂપ આવે છે, પણ પ્રથમામાં–જે', ત્હે, હે;– એમ કરવાનું ત્હમે કહેશો? નથી બોલાતો માટે જ નથી લખતા. એ જ ઉત્તર સબળ છે. કારણ, બે બીજમાંથી 'ચાલતો ઉચ્ચાર' હેને જ પ્રાધાન્ય આપવાનો મત યોગ્ય છે એમ પૂર્વે કહ્યું જ છે. અને કોઇ ઠેકાણે આમ રૂપ ને કોઇ ઠેકાણે આમ રૂપ એમ હોય ત્હેમાં આપણો કાંઇ વાંક પણ નથી અને ઉપાય પણ નથી. એ તો ભાષાના પ્રવાહનું સ્વરૂપ જ છે. એ જ કારણથી વૈયાકરણોને વિકલ્પ, અપવાદ, પ્રતિપ્રસવ, વગેરેના પ્રસંગો આવેછે. ભાષામાં વર્તમાન સ્થિતિ હોય ત્હેને અનુલક્ષીને જ નિયમો આરંભથી થતા આવ્યાછે.

'શું'—અથવા 'કોણ'–એ ઉપરથી 'કહેવું' (સાદૃશ્યાર્થ પ્રત્યય 'અવું' આવીને) થાયછે, તથા 'કોણ' નાં પ્રથમાભિન્ન રૂપમાં 'કો' માં હકાર ભળેલો હોય છે, એ પણ આ સ્થળે કહેવું જોઇયે.

આ ઠેકાણે એક અપવાદ પણ નોંધવો યોગ્ય છે. 'એ તો એ નો એ,'– હેવા અર્થમાં 'એ નું એ,' 'તે નું તે,' 'આ નું આ,' 'જે નું તે,'–એમ બોલિયે છિયે ત્યહારે હકાર 'નું' એ ષષ્ઠી આગળ પણ નથી આવતો. આ સ્થિતિનું કાંઇક કારણ છે. વાસ્તવિક રીતે જોતાં આ સ્થળોમાં 'નું' એ ષષ્ઠીનો ખરો પ્રત્યય નથી, એટલે ષષ્ઠીનો જે સંબન્ધ અર્થ દર્શાવવાનો તે હેનું કાર્ય અહિં છે જ નહિ, પણ જૂદી જ રીતે આવેછે. આ જ કારણને લીધે– "શું નું શું થશે, કોણ જાણે"–હેમાં પણ 'શું' એ 'નું' ની પૂર્વે 'શે' અથવા 'શા' ન થતાં અવિકૃત જ રહેછે. બાકી નહિ તો 'શેનું' અથવા 'શાનું' એ જ ષષ્ઠીનાં રૂપ થાય. તેમ જ 'હું નો હું પાછો મનાઇશ' 'તું નો તું પાછો બોલીશ,' હેમાં પણ 'હું' 'તું' નાં ષષ્ઠીનાં રૂપ (મ્હારો ત્હારો) ન થતાં 'નો' પ્રત્યય લાગેછે તે ઉપરથી 'નું' પ્રત્યયનું વિલક્ષણ સ્વરૂપ જણાશે.

આ હકારને વ્યુત્પત્તિનો આધાર પરિશિષ્ટ (ક્ષ.) માં આપેલા ઉતારામાં 'તેહનઉ' (તેહનો, ત્હેનો) એ રૂપ આવ્યું છે તે ઉપરથી કાંઇ મળશે. આ-

જથી ૪૦૦ કરતાં અધિક વર્ષનું એ લખાણ છે (એ પૂર્વેનું હોવાનો સંભવ છે). આમ હકાર આમથી તેમ ઘણા શબ્દોમાં (વિશેષે સર્વનામોનાં રૂપોમાં) ફેંકવાનું વલણ જ આપણી પ્રાકૃત તથા પ્રાચીન ગુજરાતીમાં સ્પષ્ટ છે. અને મ્હોટામાં મ્હોટી તકરાર એ જ છે કે જ્યહારે હેમચન્દ્રાદિક પંડિતો પણ ભાષા દીઠી ત્હેવી નિયમરૂપે આંકતા ગયાછે (અને તે યોગ્ય જ છે), તો આપણે આ સમયમાં તેમ ન કરતાં, સ્વાભાવિક રીતે બોલાતાં જીવતાં જાગતાં રૂપને કાંઇ ખૂણે નાંખી ભૂલી જઈને, કૃત્રિમ રૂપ ઘડી ત્હેની પૂજા શા માટે કરવી જોઇયે? આ સ્થિતિ જોઈ મૂર્તિપૂજાના સંબંધમાં કહેલું અખા ભગતનું "સજીવે નજીવો ઘડયો" ઇત્યાદિ વચન સાંભરી આવે છે.

જ્યહાં, ત્યહાં, ક્યહાં,—એ શબ્દોમાં પણ હકાર આજના કાળમાં તો બોલાય છે જ (–શાળાપદ્ધતિમાં–જ્યાં, ત્યાં, ક્યાં,–એમ લખવા છતાં પણ). અને ઉપર સૂચવેલા परिशिष्ट (ख.) માંના ઉતારામાં 'તિહાં' એ શબ્દ છે તે ઉપરથી જૂનાં રૂપ જણાશે. 'તિ' માંનો 'ઇ' લઘુપ્રયત્ન યકારનું રૂપ લઈ 'ત્યહાં' થયું; ઝડપથી બે માત્રામાં જ આખો શબ્દ બોલાતાં 'ત્યહાં' થયું. તે પ્રમાણે 'જ્યહાં,' 'ક્યહાં' નું જોઈ લેવું. હાલ પણ કવિતામાં તો 'જયહાં', 'ત્યહાં', 'ક્યહાં', એમ વપરાય પણ છે.

તેમજ—જ્યહારે, ત્યહારે, ક્યહારે, ('અત્યારે,' હેમાં નહિં)—હેમાં પણ હ નિર્વિવાદ વસ્તુસ્થિત છે.

આ હકાર પ્રાચીન કાળથી ચાલ્યો આવ્યો છે તે परिशिष्ट (ख.) વાળા ઉતારાથી કાંઇંક જણાશે, અને વધારે સ્પષ્ટ જણાવા માટે બીજો એક ઉતારો આ નીચે મૂકયોછે.

"એક મનોહરા નામા ગોપીજન છે **તેહેને** મંદિર કોઈ એક સ્ત્રીનેં **ત્યાં** રાસ રમીનેં પ્રભુ પધાર્યા તે અન્યસ્ત્રી સંબંધનાં ચિન્હ જોઇનેં તે સ્ત્રી કહેછે જે હે નાથ પર જે બીજી **ત્હેની** પલકા જે સજ્જ્યા **ત્યાંહાં** પોહોડવાના અલિક કેં. જૂઠા સોંહ્ય જે સમ તે **કયાંહાં** ખાઓછો। એટલે શું કરવા ખાઓછોં જો નાં માંનો તો દરપણ લેઇનેં જુઓં કેં **ત્હમારા** પલ કે॰ આંખ્યોનાં પોપચાં તે પીક જે તાંબોળનો રંગ **ત્હેમાં** પગ્યા કે॰ પચી રહ્યાં છેં નીક કેં॰ સારી પેંઠ્ય તેથી મેં જાણ્યું તો ખરૂં। **ત્યારેં**। તમેં જૂઠું શીદ બોલોછો પ્રાતઃકાલમાં તો કાંઇ સાચું બોલો".

આ સંવતના ઓગણીસમા સૈકાની ભાષાના નમૂના તરીકે નર્મકોશમાં "ગુજરાતી ભાષા" એ વિભાગના પૃષ્ઠ ૬. માં ઉતારો આપ્યો છે. શેમાંનો ઉતારો તે એ ઠેકાણે દર્શાવ્યું પણ નથી ને હું જાણતો પણ નથી. પરંતુ એ સો વર્ષની લગભગનું લખાણ છે અને ત્હેમાં હકાર એક સરખી રીતે લખેલો જણાતો નથી, અને વખતે મુદ્દલ પણ નથી. જેમ કે,-તેહેને, ત્હેની, ત્હેમાં ત્હમારા, તેમજ,-ક્યાંહાં, ત્યાંહાં, ત્યાં; ત્યારેં;—આ ઉપરથી બે ત્રણ અનુમાન થાયઃ—

( ૧. ) આ લખાણના વખતમાં હકારવાળાં રૂપ વૈકલ્પિક કોઇ કોઇ સ્થળે હતાં;

( ૨. ) હકારની સ્થિતિ પણ—એટલે કિયે સ્થળે કહેવી રીતે મૂકવો તે પણ—વૈકલ્પિક હતી; અથવા

( ૩. ) હકારમિશ્ર રૂપ તથા હકારની સ્થિતિ એ સ્વૈચ્છિક, અનિયન્ત્રિત હતાં. એટલે જે'ને જેમ ફાવતું તેમ લખતું. અથવા

( ૪. ) આ ઉતારો નર્મકોશમાં યથાયોગ્ય સંભાળથી છપાયો નથી.

આ બધાં અનુમાન વિદ્વાનોની આગળ મૂકવાં બસ છે. હું ધારુંછું કે ગુજરાતી ભાષાની અવ્યવસ્થિત દશા સો બસેં વર્ષ ઉપર તો હતી જ; તે વખત લખવાની પદ્ધતિ નિયમસર ભાગ્યે જ હશે. તેથી ( ૩. ) જું અનુમાન મ્હને વધારે સબળ લાગેછે. બોલાતી ભાષા જાણનારા જ લહિયાઓના લખવાથી કેટલી અસ્તવ્યસ્તતા થાયછે તે વાત ધ્યાનમાં રાખવા જેવી છે.

પરંતુ એટલું તો સિદ્ધ થાયછે જ કે હકાર બોલાતો તો ઘણા વખતથી છે. કેમકે ન બોલાતાં પણ લખાય એ ( Mute ) અનુચ્ચારિત અક્ષરની—અંગ્રેજી અથવા આરબી ભાષાના જેવી—પદ્ધતિ આપણી ભાષાઓમાં છે જ નહિં. ( આપણે એ પદ્ધતિના જેવા જ પણ તેથી વિરુદ્ધ દશામાં જનારા માર્ગનો આદર કરવા તો માંડયો જ છે,—જ્યહારથી બોલવું તેમ લખવું એ ઉત્તમ તત્ત્વનો શાળાપદ્ધતિયે અનાદર કરવા માંડયો છે ત્યહારથી. )—ત્યહારે હવે હાલ જે સમયમાં નિયમ કરવાનાં સાધન છે, નિયમ કરવા તરફ સર્વ વિષયોનું વલણ છે, તે સમયમાં અસ્તિત્વમાં હોતી સ્થિતિને પદ્ધતિમાં દાખલ કરવી એ શું ઇષ્ટ નથી ?

મ્હેં, ત્હેં, —એ શબ્દોમાં હકાર હાલ બોલાય છે, પણ ઘણો મોડો આવ્યો હોય એમ લાગે છે; હેમચંદ્રે આપેલાં રૂપ मइं, तइं, છે. પરંતુ હકાર

ક્યહારે આવ્યો તે હું નક્કી કરી સક્યો નથી. પણ છે તે સ્થિતિને આદર આપવો વાજબી છે. તેમજ—મ્હને, ત્હને, હમને, ત્હમને,—એ શબ્દોમાં પણ જોવું.

જે'વું, ત્હેવું, કહેવું,—એ શબ્દોનાં હેમચન્દ્રના વખતનાં રૂપ जेहु, तेहु, केहु, એમ હતાં, તે ઉપરથી એ શબ્દોમાંના હકારની પેઢી જણાશે. (एहु એમ પણ રૂપ છે, પણ ત્હેનો અર્થ સમીપસ્થ દર્શક છે દૂરસ્ગ દર્શક નથી; એટલે 'હાવું' એમ છે 'હેવું' એમ નથી. 'આ,' અને 'એ'—એ બે શબ્દોની વ્યુત્પત્તિ સોધી કાઢવી કઠણ છે.)

'જે'વું,--એ સંબંધે એક અપવાદ નોંધવા લાયક છે. જ્યહારે એ શબ્દ ગૌણુસ્થિતિમાં હોય છે ત્યહારે હકાર બોલાતો નથી. જેમ કે—"રામના જેવું પરાક્રમ." અહિં "રામના જે'વું" કદી નહિં કહેવાય. તો ત્હેવે સ્થળે હકાર દર્શાવવો પણ ના જ જોઇયે.

હમે, હમારું, ત્હમે, ત્હમારું, મ્હારું, ત્હારું;—એ શબ્દોનાં હેમચન્દ્રના સમયનાં રૂપ—अम्हे, अम्हारं, तुम्हे, तुम्हारं, म्हारं, तुहारं; એ છે. (अम्हारं ઇત્યાદિ રૂપ ષષ્ઠીનો પ્રત્યય નહિં પણ ईय એ પ્રત્યય હેવા જ અર્થનો આવતાં થયાં છે.) હવે હાલ હકારનું શ્રવણ આરંભ તરફ થવાથી, હમે, ત્હમે, ઇત્યાદિ લખવાનું કારણ મૂળ લખાણમાં જણાવ્યું જ છે. 'હમે' ને 'અમે' લખનારાઓને એક પૂછવું જોઇયે કે 'હું' ને ઠેકાણે 'ઉં' ત્હમે કેમ નથી લખતા?

---

# परिशिष्ट ख.

## ( પૃષ્ઠ ૩૭ ની ટીપ † જુઓ. )

પ્રાચીન ગુજરાતીમાં 'અઉ' 'અઇ' વાળાં રૂપ હતાં (જે ઉપરથી હાલ ગુજરાતીમાં ર્આ, ર્અ, હેવાં રૂપ થયાં છે,) તે સ્પષ્ટ થવા નીચેના ઉતારા મૂક્યા છેઃ—

"પાડલીપુર નગર તિહાં નંદનઉ શત્રુ ચંદ્રગુપ્ત રાજા તેહનઉ પ્રધાન ચાણિક્ય પ્રતિબિંબ થકઉ રાજ્ય ભોગવઇ પરં ભંડારિ દ્રવ્ય નહીં । તેહ ભણી દેવતા આરાધી પાસા પામી સ્વર્ણ થાલ ભરી જુવટઇ બઇઠુ જેકે મઝનઇં જીપઈ તે થાલ સોનૈઈએ ભરિઉં લિઉ અનઇ તુમ્હે હારઉ તુ એક દીનાર દિઉ એમ દેવતાદત્ત પાસે કરી જીપવા લાગઉ કિવા હરઇં કોઇ દેવતાદત્ત પાસે હું તે જીપઇ પણિ માનવજન્મ હારવિઉ દોહિલઉ પામઇ"

( મેરુસુંદરકૃત "પુષ્પમાળ પ્રકરણ"—નર્મકોશ—'ગુજરાતી ભાષા' નું પ્રકરણ—પૃષ્ઠ ગ ).

"ઢમઢમ વાજઇં ઢોલ અસંખ બોલઇ મંગલ વાજઇં સંખ  
રેણુ સરણાઈ વાજઇં તૂર મિલિયા સુભટ ગહગહિયા સૂર  
ઘોડા સરસા ઘોડા ભિડઇં પાયક પાયક સરિસો ભિડઇ  
રથ સેતી રથ જુડઇ અપાર હથિયારે લાગિ હથિયાર "

("ગજસિંહરાજાનો રાસ"—નર્મકોશ—'ગુજરાતી ભાષા'નું પ્રકરણ પૃષ્ઠ ગ.)

નંદર્નો, ત્હેર્નો, થર્કો, ભોગર્વ, મુજર્ન, જીર્પ (જીર્તે), અર્ન, હાર્રો, લાર્ગો, (લાર્ગ્યો), દોહર્લો, પાર્મ; વાર્જ, બોર્લ, ભિર્ડ, જુર્ડ (જોડાય);—એ શબ્દોનાં મૂળ રૂપ આ ૪૦૦ વર્ષ ઉપરાંતનાં લખાણમાં જણાશે. અને તે ઉપરથી ર્આ-કાર ર્અકાર વિશેના નિયમનું યથાર્થપણું જણાશે હેવી આશાછે.

તો,—એ શબ્દ કવિતામાં 'તવ' એમ વપરાય છે, અને પ્રાચીન ગુજરાતી ગ્રંથો સોધતાં ર્આકારનું પ્રમાણ જડશે એમ ભરૂંસો છે. પરંતુ 'તો' નો જ સાપેક્ષ 'જો' ત્હેમાં ઓકાર છે એ ધ્યાનમાં લેવા જેવું છે. કવિતામાં

'જવ' આવે છે પણ તે 'જ્યહારે' એ અર્થમાં (જવ-જવિ-जव); અને 'તવ' તે પણ 'ત્યહારે' ના અર્થમાં વધારે જોયો છે, 'તો' ના અર્થમાં આવે છે કે નહિં તે વિશે મ્હારી ખાતરી નથી. આ શબ્દોની ખરી વ્યુત્પત્તિ વિદ્વાનો સોધી કાઢશે હેવી આશા છે, અને તો તે ઉપરથી ઉચ્ચાર ઉપર કાંઇક પ્રકાશ પડશે. વ્યુત્પત્તિ અનુકૂળ ન હોય તો પણ ચાલુ ઉચ્ચારને આદર આપવો એ તો છેજ પરંતુ આ પ્રયાસ તો એટલા જ માટે કે ર્આ ર્અનો નિયમ ઘડી કાઢયો છે ત્હેને નિયમનો હક થવા જેટલી સામગ્રી છે તે દર્શાવવું.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૭ | કાંઇક | કાંઇક |
| ૨ | ૨૭ | કાંઇ | કાંઇ |
| ૩ | ૧ | શાળાપત્ર | **શાળાપત્ર** |
| ૪ | ૨૨ | શલેખમ. ( | શળેખમ. |
| ,, | ૨૯ | ગુજરાત શાળાપત્ર | **ગુજરાતશાળાપત્ર** |
| ૫ | ૨૨ | જોઈયે | જોઇયે |
| ,, | ૨૩ | લક્કડું | લક્કુડં |
| ૮ | ૨૭ | જોઈયે | જોઇયે |
| ૧૨ | ૩ | વૈદક | વૈદિક |
| ૧૬ | ૧૩ | 'અમણાં' જોવામાં | 'અમણાં' કોઇક ઠે-કાણે જોવામાં |
| ,, | ૩૦ | ર્ચા | ચર્ચા |
| ૧૮ | ૧૭ | કહેછે | કહેછે |
| ૨૦ | ૨૪ | જ | ઘણે ભાગે |
| ૨૫ | ૨૨ | સઝવા | સમઝવા |
| ૨૬ | છેલ્લી | નિમય | નિયમ |
| ૨૭ | ૨૫ | થયેલો. | થયેલો એમ લાગેછે. |
| ૩૨ | ૨૪ | વગ્ઘો | વગ્ઘો |
| ૩૪ | ૩ | ઝ્ | ઋ |